# માના. મુસાફરી.

[illegible]કારી સાત પ્રશ્નની વાર્તા.


પ્રસિદ્ધ કરનાર.

બાપુજી [illegible]કળદાસ પટેલ.



SELLER.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—બુકસેલર.

ત્રણ દરવાજે—અમદાવાદ.

આવૃત્તિ છઠી. પ્રત. ૨૦૦

અમદાવાદ.

વિજય પ્રવર્તક પ્રિન્ટીંગ પ્રેસ.




કીમત. ચાર આના.

# मात मुसाफरी.

વસંત ઋતુની બલીહારી એવી રસીક છે કે, પ્રભાતના પોહોરમાં સુવાસિત ફુલોનાં ઝાડની સાથે અથડાઇ ચેતાલ નદીના કીનારાનો પવન આવે છે. ફુવારામાંથી પાણીની સેઢો ફુટી વર્ષાઋતુ માફક આસપાસ ચંબેલી, ચંપો, મરવો, કેવડો, કેતકી, મોગરો, જાઈ, જુઇ, ગુલબાસ, ગુલદાવદી, પારીજાત, ગુલતુરો, ગુલાબ, ગલમેંદી, ડોલરનાં ઝાડનાં ફુલોનાં ઝાડ ઉપર શીળો સુગંધી પવન મંદ મંદ વૃષ્ટિ કરે છે. નાના પ્રકારની બીજી વનસ્પતિ તેમજ લીલોતરી પણ ખીલી રહી છે, અને ભુભામનીએ લીલોતરી રૂપી લીલા રંગની સાડી પેહેરી તેમાં વિચિત્ર રંગના લાલ, પીળા, કાળા ધોળા, જાંબુડાંયા, કેસરિયા અને ગુલાબી રંગનાં ફુલરૂપી બુટ્ટાઓ સુશોભિત થઇ રહ્યા છે કોકીલ પક્ષી કલોલ કરે છે, મોર પણ પોતાના મધુર શબ્દથી ઉચ્ચાર કરે છે, અને બપૈયા પીઉ પીઉ કરે છે. મેનાં, પોપટ અને બીજાં તરેહ તરેહનાં પક્ષીઓ ચારે બાજુથી મધુર સ્વરથી ગાયન કરેછે, અને ભમરો પણ પોતાના ઘોર નાદે ગુંજાર શબ્દ કરે છે.

મોટા પર્વતની તળાટીમાં માહા શોભાયમાન પગન પુર નામે નગરમાં સુરિંદ્ર નામનો રાજા રાજ કરતો હતો, તે રાજા ઘણો ધરમિષ્ટ ને સદગુણી હતો. તેની પ્રજાને અદલ ઇનસાફ મળતો. ને તેનું રાજ્ય સઘળું પુર બંદોબસ્તમાં હતું, સર્વને વ્યાજબી ન્યાય મળતો અને પ્રજા સઘળી ખુલ્લે બારણે સુતી હતી, ચોરનું તો નામ નહીં. વળી સુરિંદ્ર રાજા સર્વ વાતે સુખી હતો સર્વે રૈયતની પણ એજ ઇચ્છા હતી કે તેઓનો રાજા સર્વ પ્રકારે સુખ ભોગવે. અંતે તે કીરતારે તેની ઉમેદ પાર પાડી. એક દીકરો ઇશ્વરે આપ્યો, કુંવર ચંદ્રની માફક પ્રકાશતો અવતર્યો તેનું રૂપ જોઇ સર્વ બેહદ અચરત થયા. જ્યારે આ ખુશ ખબર રાજાને કાને પડી, કે તરતજ તે ખુશીના દરીઆવમાં ગરક થઇ ગયો, અને એક હુકમનામું તેજ વખતે જાહેર કીધું કે મારી રૈયતમાંનાં દરેક શહેર, ગામ અને મુલકમાં આજ દાને જેટ-

લાં છોકરાં અવતર્યાં હોય તેટલાં છોકરાંને મારા મેહેલમાં લાવી હાજર કરે અને તેઓ મારા મેહેલમાંજ ઉછરે. આહા ! પરમેશ્વરની શક્તિ ન્યારી છે તેજ દહાડે નજદીક બાર હજાર છોકરાંઓ સુરિંદ્ર રાજાની આખી રાજધાનીમાં અવતર્યાં હતાં, હુકમ મુજબ સર્વે રૈયતે પોતાનાં છોકરાંઓને દરબારમાં લાવી હાજર કીધાં. રાજાએ દરેકને માટે એકેકી ધાવ રાખી, અને પોતાના પેટના છોકરાને માટે ચાર ધાવ રાખી, પછી સર્વે જોશીઓને બોલાવીને તેના જન્મ અક્ષર જોવરાવ્યા. સર્વે જોશીઓએ એક મતે જાહેર કીધું કે આ છોકરા જેવો ભાગ્યશાળી બાહાદુર અને પરદુ:ખ ભંજન કોઈ નીવડયો નથી, હાલ છે નહીં અને નીવડશે પણ નહીં. રાજા આ સાંભળી એટલો મગ્ન થઈ ગયો કે દરેક જોશીઓને એક એક ગામ દાનમાં આપ્યાં. રાજાએ તે છોકરાનું નામ માનસીંગ કરીને રાખ્યું, રાજાને એવી ખબર પોંચી કે માનસીંગ દુધ પીતો નથી, તેથી અંદેશો કરી ફરીથી જોશીઓને બોલાવ્યા, અને માનસીંગ દુધ પીતો નથી તેનું કારણ પુછયું. જોશીઓએ જોઇ જાહેર કીધું કે પ્રથમ સર્વે છોકરાઓને દુધ પાઓ તે પછી માનસીંગ પણ પીશે અંતે તેમજ થયું. નાનપણથી એટલું ઉદાર દીલ માનસીંગનું થયું કે પોતે કોઇ પણ તંગીના માણસને તેની ઇચ્છા પુરી પાડયા સીવાય મોકલતો નહીં. પોતાના બાપનો સઘળો પૈસો ધર્મને વાસ્તે ખરચતો, તે જ્યારે બહાર ફરવા નીકળતો હતો ત્યારે લોકો તેને જોવાને માટે એકઠા થતા. [illegible] તેઓ એવું માનતા કે એ કોઇ દેવ[illegible] [illegible] આ દુનિઆમાં પરમાર્થના કામ માટે જન્મ્યો છે [illegible]ત્યારે તે શીકાર કરવા જતો ત્યારે જે કોઇ જાનવર જોતો તેને જીવતું પકડી, પછી મારી વગર છોડી દેતો. એક વેળાએ જંગલમાં સીકાર કરતી વખતે એક વાઘે દેખાવ દીધો, માનસીંગ પોતે જરા દીલથી ડર્યો પણ પછી હિંમત રાખી પોતાના ઘોડાને એક ચંપાના ઝાડ સાથે બાંધી પગે ચાલતો તે વાઘની નજદીક ગયો અને આજીજી કરીને કહેવા લાગ્યો કે, ઓ સિંહના બચ્ચા હું એવું ચાહુંછું કે તું તારૂં પેટ ભરી પાછો ફર. તારી મનમુખ હું ઉભો છું જો તારી મરજી હોય તો સુખેથી મને ખાઇ તું તાજો થા. જ્યારે વાઘે એવું સાંભળ્યું ત્યારે પોતાનું

માથું માનસીંગના પગ આગળ મુકી કહેવા લાગ્યો કે હું સર્વે સમજું છું એટલું કહી વાઘે જંગલનો રસ્તો લીધો. અને માનસીંગ પોતાના શહેર તરફ પાછો ફર્યો ને દરબારમાં દાખલ થયો અને પોતાના માતપિતાને નમન કરી કેહેવા લાગ્યો કે આ મારા પવિત્ર માબાપ મારે મુસાફરી કરવાનો ઘણો શોખ છે. માટે મને આશીર્વાદ આપો એટલે મારૂં કલ્યાણ થાય કે જે આ સંસારમાં જન્મ આપનારા માતપિતાને પરમેશ્વરની દૃઢ ભક્તિ કરવાથી જે ફળ પામે છે એથી અધીક ફળ માતપિતાના વચનમાં રહેવાથી પ્રાપ્ત થાય છે માટે મારા દયાળુ માતપિતા તમે મારો જગતમાં સુજસ વધે એવો આશીર્વાદ દો. એવું સાંભળતાં વાર સુરિંદ્રરાજા મુર્છા પામ્યો ને ઘડી બે ઘડીએ શુદ્ધિ આવી, તને કેહેવા લાગ્યો કે આ મારા વાલા પુત્ર તારા દુર જવાના વચનો સાંભળીને મારૂં હૈયું ઠેર રહેતું નથી ને મને ઘણો કંટાળો થાય છે. એવામાં માનસીંગની પવીત્ર માતા પોતાના વાહાલા પુત્રને દીલાસો દઇને કહેવા લાગી કે તારૂં કલ્યાણ થાઓ. ને તારો સુજસ જગત્‌માં વધો ને પરદુઃખભંજન એવા નામથી તને સર્વે જગત બોલાવશે; ને તારૂં નામ જગત્‌માં અમર રહે. એવાં હિંમતનાં વચન સાંભળીને સુરિંદ્રરાજા હિંમતમાં આવીને કેહેવા લાગ્યો કે ધન છે સ્ત્રી તારી હિંમતને, ધન છે તારી કુખને કે, આવું રત્ન તારા ઉદરે અવતર્યું; જે બાળવસ્થામાં મહા હિંમતવાન ને મહા શુરવીર કુંવરનો જન્મ આપ્યો. પછી સુરિંદ્ર રાજાએ જોશીઓને બોલાવીને કુંવરની જન્મપત્રિકા જોવરાવી. તેમાં એવી રીતે આવ્યું કે જ્યારે કુંવર સોળ વરસનો થશે, ત્યારે માહા પ્રતાપી પરદુઃખભંજન ને મહા સામર્થવાન ને પોતાની જીદગી પારકા કામ માટે ગુજારશે. દેશ દેશોની મુસાફરી ઘણી હોંશીઆરોથી કરશે, બીજાના કામ માટે પોતાના જીવની દરકાર રાખશે નહીં, એવાં જોશીઓના વાચક સાંભળી, રાજા રાણી ઘણાં રાજીખુશી થઇને સર્વે પોતાના શેહેરના બ્રાહ્મણોને ભોજન કરાવી એકેકી મોહોર દક્ષણા આપી. પોતાના કુંવરને રાજી ખુશીથી આશીર્વાદ દઈ રજા આપી. પછી માનસીંગ પોતાના સઘળા કુટુંબને નમ-

સ્કાર કરીને ચાલ્યો ને રસ્તામાં ચાલતાં સવસીકાબ્હેન તથા શોભાગ્યવતી પાણીનું બેડું લઈ સામો મળી. પછી ચાલતાં ચાલતાં થોડા દીવસમાં જંગલમાં આવી પોંચ્યો. તે જંગલ મોટું ને મહા ભયંકર બીહામણું હતું તે જંગલ મોટા પર્વતો ને ઝાડોથી ભરપુર હતું અને અનેક જાતનાં પક્ષીઓ તરેહવારના શબ્દો ઉચ્ચારતાં હતાં તે જંગલમાં માનુસ ભાગ્યેજ જોવામાં આવતું. ને ભુખ તરસથી ઘણો હેરાન થયો ને પોતાના મન સાથે કેહેવા લાગ્યો કે ઓ માનસીંગ તું આવા બીહામણા જંગલમાં આવી પોતાના અમુલ્ય જીવને જોખમમાં નાંખ્યો; એમ કરી એક મોટા ઝાડપર ચઢીને ચારે બાજુએ જોવા લાગ્યો ત્યાં એક મોટું શીવનું દેહેરૂં જોવામાં આવ્યું, તે હેઠે ઉતરી તે દેહેરામાં જઈ શીવની સ્તુતી કરી કેહેવા લાગ્યો કે ઓ ભોળા શંભુ આ બીહામણા જંગલમાં તું મારૂં રક્ષણ કર.

## રતનશાહ વહાણવટીની છોકરી ગુણસુંદરીની વાર્તા

ઘણા અસલના વખતમાં ચંપાનગરીમાં ચામુડ નામનો રાજા રાજ્ય કરતો હતો, જેની પાસે બેસુમાર લશ્કર હતું, જર ઝવેરનોતો પારજ નહીં. તેના શેહેરમાં રતનશાહ નામે વહાણવટી રહેતો હતો જે રાજાની બરોબર ધનદોલત ધરાવતો હતો ને રાજાનો તે ઘણોજ માનીતો હતો. દરેક કામ રાજા તેની સલાહ પુછી કરતો હતો તે વહાણવટીની ગુણસુંદરી નામે એક પુત્રી હતી જે રૂપમાં પુનમના ચંદ્રની માફક હતી. ગુણનો તો જાણે સાગર ભરેલો હતો, જ્યારે વહાણવટી મરવા પડયો, ત્યારે પોતાની છોકરીને રાજાને સોંપી ગયો કે આ મારી બેટી તે તારીજ છે એમ જાણજે. રાજાએ દોસ્તીના બદલામાં રતનશાહ વહાણવટીની માગણી કબુલ કીધી અને તે છોકરીને પોતાની હજુરમાં રાખી જ્યારે મોટી થઈ ત્યારે રાજાએ તેને એક ધાવને સોંપી પોતાના શેહેરમાં એક મોટો મેહેલ બંધાવી ત્યાં રાખી અને તેના બાપની સર્વ ધન દોલત તેને હવાલે કરી. હવે જ્યારે ગુણસુંદરી પુર જુવાનીમાં આવી ત્યારે પોતાની ધર્મની માને કહેવા લાગી કે ઓ મારી વહાલી મા મને એક એવો રસ્તો દેખાડ કે જેથી હું આ પૃથ્વીની સર્વ લાલચોથી દુર

રહું કારણ કે મારો એવો વિચાર છે કે દગાખોર દુનિયાંથી દુર રહીને ઈશ્વરની ભક્તિમાં મારી જીંદગી ગુજારૂં. ત્યારે તે માએ જવાબ દીધો કે ઓ મારી પ્યારી છોડી તે વિષે તું નચીંત રહે અને હું આ સાત પ્રશ્નો જે તુંને કહુંછું તેનો જે કોઈ જવાબ આપે તેની સાથે તું પરણવાની ઇચ્છા રાખજે જેથી સરવે માણસોથી દુર રહી તું તારી જીંદગી સુખચેનમાં કાઢજે તે સાત પ્રશ્નો નીચે પ્રમાણે છે.

પ્રશ્ન ૧ લો—અલંકાપુરીની ખબર લાવ.

પ્રશ્ન ૨ જો— ભક્તિ કર ને ગંગામાં ન્હા.

પ્રશ્ન ૩ જો—કોઇને દગો ન કર, કરશે તેવું પામશે.

પ્રશ્ન ૪ થો—સત બોલનાર સદાય સુખી.

પ્રશ્ન ૫ મો—બળતા પહાડની ખબર લાવ.

પ્રશ્ન ૬ ઠો—તારા બાપના ઘરમાં જે મણી છે તેનો જોટો લાવ.

પ્રશ્ન ૭ મો—જાદુના ખેલવાળા જાનવર પાસેથી કોહીનુર હીરો લાવ.

આ પછી ધર્મની માતા બોલી કે જે ધણી તારા આ સાત પ્રશ્નોનો જવાબ આપે તેને તારો યોગ્ય ભરથાર ગણી લગ્ન કરી દુનીઆનું સુખ હાંસલ કરજે, કારણ જે મારી ઉમ્મર હવે વણી થોડી બાકી છે. હવે એક વખતને સમે ગુણસુંદરી પોતાના મેહેલની બારીએ રસ્તાનો મેહેલો જોતી બેઠી હતી તેવામાં તેની નજરે એક અજાયબ દેખાવ પડયો. એક જોગીંદ્ર રસ્તેથી જતો હતો તેના દોઢસો ચેલાઓ રસ્તામાં સોનાની ઇંટડીઓ મેલતા હતા તેની ઉપર પગ મુકીને તે સીધે ચાલતો હતો. આવો મામલો જોવાથી ગુણસુંદરી તો દીંગજ થઈ ગઇ અને પોતાની માને પુછવા લાગી કે મારી વહાલી માતા આ તે કોણ પુરૂષ છે જે આવા દબદબાથી જાય છે. ધાવ બોલી કે એ આપણા રાજાનો ધર્મગુરૂ છે એ ઘણોજ પવીત્ર અને પરમેશ્વરનો મોટો ભક્ત છે ત્યારે ગુણસુંદરીએ જવાબ દીધો કે ઓ મારી મા હું એવું ઇચ્છુંછું કે આ માહા પુરૂષને આપણા ઘરમાં બોલાવી એની સ્તુતિ કરીએ, કારણ કે એવા ભકતોના દરસનથી બંને દુનિયાનું સુખ હાંસલ થાય છે. માએ પણ તેમ કબુલ

કીધું અને પોતાના માણસને પવીત્ર ગુરૂને ઘર પવીત્ર કરવા બોલાવ્યો તે માણસ જવાબ લાવ્યો કે તે પવીત્ર પુરૂષે આવતી કાલે આવવા કબુલ કીધું છે. આ ખબર સાંભળી ગુણસુંદરીએ સઘળી તૈયારીઓ કરવા માંડી. કેટલાક થાળ મેવાના જર ઝવેરના અને સોના રૂપાના ભરી રાખ્યા ને મેહેલના દીવાનખાનાથી તે છેક હેઠે સુધી તરેહવાર રેશમી અને સોનેરી રૂપેરી ગાલીચા પથરાવ્યા. હવે બામદાદ થઇ અને તમામ મેહેલ રંગરાગ અને ખુશી ખુરમીથી ગાજી રહ્યો. બપોર પડતાં તે પવીત્ર અને માહા પુરૂષ ધર્મગુરૂ સોનાની ઇંટડીઓપર પગ મુકતો આવ્યો અને ગુણસુંદરીએ સોભાયમાન કીધેલા મેહેલ નજદીક આવી પોંહોંચ્યો. તેવીજ દરબારીઓએ અંદર ખબર કીધી. ગુણસુંદરીએ તેને માટે સોના રૂપાનો તથા જર ઝવેરથી શણગારેલો જે ગાલીચો તૈયાર કીધો હતો તે ઉપર ગુરૂને બેસાડયો; પછી સર્વે ખુમચા જર ઝવેર તથા હીરા મોતીના તેની આગળ મુકયા. જે તેણે કબુલ નહીં કીધા અને બોલ્યો કે આ ચીજો અમો ત્યાગી અને સંસારથી દુર રહેલા માટે પરમેશ્વરે પેદા કીધેલી નથી. ઘણા કાલાવાલા તથા ઘણી વીનંતી કરી છતાં તેણે નહીં લીધાં, ત્યારે ગુણસુંદરીએ મેવાથી ભરેલા તથા મીઠાઇથી પુર ખુમચા લાવવાનો હુકમ કીધો તેમાંથી તે મહા પુરૂષે થોડું ખાધું પણ મનમાં બડબડવા લાગ્યો કે, આ મારા મન રાજાના કરતાં રતનશાહ વહાણવટી પાસે કેટલો ખજાનો છે. ખચીત રાજા પાસે નહીં હોય એટલો ખજાનો એની પાસે છે. ફીકર નહીં આજ રાતે આવી આ સઘળો ખજાનો લઇ જવો જોઇએ પછી ચોરથી યા લુટફાટથી. આવો વિચાર કરી તે ગુન્હેગાર પુરૂષ ઉઠયો તેવીજ ગુણસુંદરી તેના પગપર પડી અને દયા માગવા માંડી ત્યારે તે પાપી માણસ તેની ઉપર દયા વરસાવી ચાલતો થયો. હવે નજદીક સાંજનો સમય થયો અને સઘળાં ઘણાંજ થાકી ગએલાં હોવાથી સર્વે અસબાબ જયાંનો ત્યાં રહેવા દઇ આરામ કરવા ગયા, મધરાતને સમે તે ધર્મગુરૂ પોતાના દોઢસો ચેલાઓને લઇ ગુણસુંદરીના ઘરમાં દાખલ થયો અને સઘળો અસબાબ લુંટવા લાગ્યો. જે માણસો તે પાપીને સામે થયાં તે સઘળાને તેણે જખમી કીધાં અને સઘળુ જર

ઝવેર લઇ ગાંસડા બાંધી ચાલતો થયો. ગુણસુંદરીએ જ્યારે એવું સાંભળ્યું ત્યારે તેની સઘળી સુધબુધ ઉડી ગઇ અને રડવા લાગી પણ તેની માએ તેને દીલાસો દીધો કે હાલ જે થયું તે ન થયું એમ બનવાનુ નથી માટે ધીરજ સંપાદન કરવી અને જ્યારે સુર્યનારાયણના કીરણોનાં દર્શન થાય ત્યારે રાજા પાસે ફરિયાદ કરવા જવું. ગુણસુંદરીએ પણ તે સલાહ કબુલ કીધી અને સવારનાં પોતાની ધાવને સાથે લઇ પેલા જખમી થએલા માણસોને ગાડીમાં બેસારી દરબારમાં આવી પહોંચી, હવડીદારે રાજાને ખબર કીધી કે રતનશાહ વહાણવટીની છોકરી પોતાની મા સાથે આવી છે. અને તમો નામદાર પાસ ફરિયાદ ઉઠાવવા માગે છે. રાજાએ હુકમ કર્યો કે તરત અંદર દાખલ કરી જ્યારે ગુણસુંદરી રાજાની નજદીક ઉભી સલામ કરી જાહેર કરી બોલી કે મહારાજા મારી ઉપર મોટી મુસીબત આવી પડી છે. તમો માહારાજાના ધર્મ ગુરૂની કાસે પધરામણી કીધી હતી તેજ ચંડાળે મારા મેહેલમાં પેસી મારૂ સર્વ દ્રવ્ય લુંટી આ મારા ગરીબ માણસોને જખમી કીધા છે અરેરે રાજા તે પાપીનું મોં કાળું થાજો. અને તેની ઉપર માહા દુઃખનો વરસાદ વરસજો. રાજાએ જ્યારે પોતાના ધર્મગુરૂ વિશે આવા શબ્દો સાંભળ્યા ત્યારે તેના ગુસ્સાનો તો પાર જ રહ્યો નહીં. અને પોતાના પવિત્ર ગુરૂ માટે એમ બોલવા મના કીધી પણ ગુણસુંદરી સમજી નહીં ને વધારે ને વધારે બોલવા લાગી. આથી રાજા એટલો તો ચીડાઇ ગયો કે તરતજ તેને પથ્થરથી મારી નાંખવાનો હુકમ કીધો. તે વખતે વડો વજીર હાજર હતો તે ઉઠયો અને નમીને કહેવા લાગ્યો કે ઓ ચંપાનગરીના રાજા આપ મોટા પુરૂપને એવો રોપ નહીં જોઇએ. વહાણવટી રતનશાહની આ છોકરીને એક વખતે તું નામદારે તારા આશરા તળે લીધી હતી અને હાલ તેજ છોકરી ઉપર તું પથ્થરનો વરસાદ વરસાવે છે એ તું નામદારને લાયક નથી માટે એ છોકરીના ગુન્હા વાસ્તે બીજી કાંઇ સજા ફરમાવવી જોઇએ. આથી રાજાનો ગુસ્સો જરા નરમ થયો તેથી હુકમ કીધો કે હમણાંને હમણાંજ એ છોકરીને મારા સેહેરમાંથી કાઢી મેલો અને એના મેહેલ લુંટી બાળી તોડીને ફનાહ કરો. ગુણસુંદરી તેજ વખત પોતાની મા સાથે

શેહેરમાંથી ચાલી અને ચાલતાં ચાલતાં એક બીહામણા જંગલમાં આવી પોહોચી રાતને વખતે એક વીશાળ ઝાડ તળે આરામ લીધો, ઊંઘમાં તેણે સ્વપ્નુ જોયું. તેણે એવું જોયું કે એક માહા પુરૂષ સફેત વસ્ત્ર પહેરી તેની નજદીક ઉભો રહી એમ કેહે છે કે ઓ માહા સતી તું કશો અદેશો ના કર તારી ઉપર તે માહાદેવની પુરણ મેહેરબાની છે ઉઠ અને આ ઝાડ તળે સાત મોટા રાજાઓનો ખજાનો દાટેલો છે તે તારા સ્વાધીનમાં લે. ગુણસુંદરી બોલી કે હું એક અબળા શી રીતે ખોદી શકું તે કુંવેરે જવાબ દીધો કે લાકડી લઇ થોડું ખોદ અને તે ખજાનો તારી નજરે પડશે. ગુણસુંદરી જ્યારે સવારમાં ઉઠી ત્યારે તે સ્વપ્નું પોતાની ધરમના માને કહ્યું. માએ તે પ્રમાણે કીધું તો તેમાંથી ખરેખર બેહદ નહી ખુટે એટલો ખજાનો મળ્યો. જમીન નીચે સાત મોટી ટાંકીઓ દ્રવ્યથી ભરપુર મળી અને મોટા મોતીઓનો તો પારજ નહીં. હવે ગુણસુંદરીની ખુશીનો તો પારજ રહ્યો નહીં. તે બોલી કે ઓ મારી વાહાલી માતા તુ જા અને આપણા શેહેરમાંથી સઘળા સુતારોને તથા ઘર બાંધનારાઓને બોલાવી લાવ કે આપણે અહીંયાં એક મોટી ઇમારત બંધાવી તેમાં રહીએ, તે ધાવ બોલી કે હું તુંને એકલી મેલી કેમ જાઉં, તેવામાં ગુણસુંદરીની ચાકરીમાંનો એક પુરૂષ ભીખારી હાલતે ત્યાં આવી પોહોંચ્યો તેણીએ તેને શેહરમાં મોકલાવી સર્વ ચીજો મંગાવી. અંતે એક મેહેલ મોટો અને ભભકા સાથે બંધાવી તેમાં રહી તેની ખુશાલીમાં સઘળા માણસોને મન પુરતો પૈસો આપ્યો, ગુણસુંદરીએ તેમાંના વડા મીસ્તરીને કહ્યું કે, હવે તમો અહીંઆં એક મોટું શેહેર બાંધો તેણે જવાબ દીધો કે રાજાની પરવાનગી સિવાય અહીંઆં શેહેર બંધાય નહીં. ગુણસુંદરીએ જોયું કે એ પણ ખરૂંજ કહે છે, પછી તે પુરૂષનો પોશાક પેહેરી મોટી કાઠીઆવાડી ઘોડીપર સ્વાર થઇ જર ઝવેરના ખુમચા ચાકરોને માથે મુકી હીરા મોતી અને આકુતથી જડેલો એક મુગટ સુંદર વાસણમાં મુકી રાજાની તરફ ચાલી. શેહરમાં દાખલ થતાંજ પોકાર ઉઠી રહ્યો કે એક મોટા વહાણવટીનો છોકરો રાજાને માટે પુષ્કળ માલ ખજાનો ભેટ લાવ્યો છે. ગુણસુંદરીએ રાજાના દરબાર આગળ

આવી ખબર પોંચાડી તેવીજ તેણીને દરબારમાં દાખલ કી-
ધી, તેણીએ અદબથી સલામ કરી રાજાને પેશ તમામ ન-
જરાણું ભેટ કીધું. આ સઘળું નજરાણું જોઇ રાજાના અચ-
રતનો તો પારજ રહ્યો નહીં. તેણે તે કબુલ કીધું અને ગુણ-
સુંદરીની ખબર પુછી. ગુણસુંદરીએ ઘણીજ મીઠી જુબાનથી
ઉત્તર દીધો કે એ ચંપાનગરીના રાજા મારૂં નામ જેરાજ
છે મારા માત પીતા મરણ પામ્યાં છે અને હું આ દુનિ-
આમાં હવે એકલો પડયો છું રાજાએ જવાબ દીધો કે એ
પ્યારા સુંદર ચેહેરાના જુવાન જ્યારે તારાં માતપીતા
મરણ પામ્યાં છે ત્યારે હું તને મારાં ફરજંદ તરીકે અહીં-
આં રાખવા ઇછુંછું. ગુણસુંદરીએ જવાબ દીધો કે એ પર-
તાપી પીતા જ્યારે તું મહારાજાએ મોટો આશ્રય આપ્યો
માટે હું માહારાજાનો મોટો ઉપકારી થયોછું. મારી મરજી
છે કે, તું નામદાર મારૂં લાયક નામ આપે. રાજાએ તેનું
નામ મારૂપતી કરી રાખ્યું. પછી ગુણશુંદરીએ પોતાની અ-
રજ રજુ કીધી. રાજાએ હુકમ કીધો કે, તરતજ જે જંગ-
લમાં મારૂપતી મેહેલ છે તેજ જંગલમાં એક મોટું શેહેર
વસાવે. પછી મારૂપતી તે તરફ ફરીને બોલ્યો કે, એ મારા
રાજન તું મારાથી આટલો દુર રહેવા જાય છે, પણ હવે મને
તારા વગર ચેન પડશે નહીં માટે તને ઘટે છે કે મારી પાસે
રહે અને મારા જીવને આનંદ કર. મારૂપતીએ જવાબ દીધો
કે અગર જો હું તમો મહારાજા આગળ રહીશતો પછી મા-
રી મરજી પ્રમાણે શેહેર બંધાશે નહીં માટે હું તમોને મહી
નામાં આઠ વખત મળવા આવીશ. રાજાએ ખુશી થઇને
કીધું અને ગુણસુંદરી મરદના પોશાકે રાજાની રૂબરૂ આવજા
કીધા હવે એક દીવશે એવું બન્યુ કે, રાજા પેલા માન ગુરૂની
મુલાકાતે જવાનો હતો તેથી મારૂપતીને પણ પોતાનાં સાથે
લીધો. જ્યારે રાજા મારૂપતી સાથે પોતાના મેહેલમાં પાછો
આવ્યો એટલે મારૂપતી બોલ્યો કે એ મારા મેહેરબાન બાપ
હું એવું ઇચ્છુછું કે આ મહા પુરૂષની મારે પધારામણી કરી
દરશન કરી મારા જીવને આનંદ પમાડું. રાજાએ કબુલ કીધુ
અને મારૂપતીને પોતાના મેહેલમાં પધરામણી આપવા કહ્યું
પણ તે બોલ્યો કે મારૂ જીગર એમ ઇચ્છે છે કે હું એને એક
જુદા મેહેલમાં પધરાવું. પછી મારૂપતીએ તેમ કીધુ અને

પેલા મકરબાજ સાધુને પધરામણી આપવાને સર્વે ત્યારી કી-
ધી તેમ કરી રહી તેને નોતરૂં મોકલ્યું જે પેલા મહા પ-
પીષ્ટે મોટી ખુશી સાથે માન્ય કીધું. બારૂપતીએ આગળના
કરતાં પણ આ વખતે ઘણો ભભકો કીધો હતો.

બીજે દીને પેલો સીધ્ધ આગળ માફક ભારે દબદબા-
થી સોનાની છડીઓપર પોતાના પગ મુકી ચાલતો ચા-
લતો ગુણસુંદરીના મેહેલ આગળ આવ્યો તેજ વખતે તે-
ણીએ તેને આબરૂ સાથ અંદર લીધો આગળ માફક રા-
જગાદીના બીછાનાપર બેઠા પછી જર ઝવેર મોતી હીરા
આકુત વિગેરેથી ભરેલા ખુમચા લાવી તેની આગળ હાજર
કીધા. દરવેષે તે ના કબુલ કીધા અને થોડી મીઠાઈ ખાધા
પછી અતર ખુશબો વિગરે લઈ વિદાયગિરી લીધી. જતાં
જતાં તેણે મનમાં વિચાર કીધો કે આજે સપાટો ઠીક છે.
રાતના એની વાત પણ હવે ગુણસુંદરીએ અગાઉથી ગોઠવ-
ણ કીધી હતી તેણીએ રાજાને ત્યાં કહેવડાવ્યું હતું કે આજ
રાતે મારે ત્યાં ચોરો ચોરી કરવા આવવાના છે, એવું સાંભ-
ળ્યું છે. આથી રાજાએ પોતાના વડા વજીરને તે બંદોબસ્ત
કરવા વિષે પકકો હુકમ કીધો. વાંચનાર, બકરાના ચામડામાં
વરૂઓ કેવાં છુપાં રહે છે તેનો વિચાર આ દાખલાથી તેમને
બરોબર મળશે. ધરમને નામે લુટનારા આ જગતમાં કેટલાક
વધ્યા હશે.તેનો તમે વિચાર કરો. પાપી પોતાના પાપે આજ
દુનીયામાં કેવું સુખ ભોગવે છે તેનો દાખલો આ કરતાં સ-
રસ બીજો કયો મળવાનો છે? તે દુષ્ટ આદમી પોતાના
ઠરાવ મુજબ મધરાતે પોતાના દોઢસો ચોરો સહીત ગુણ-
સુંદરીના મેહેલમાં દાખલ થયો. હવે ગુણસુંદરીના આદ-
મીઓ થાકેલા હોવાથી સર્વે સુઇ ગયા વડાવજીરે શેહેરના
મુખીને પોતાની સાથે હુંશીયાર કેળવાયલા રજપુતોને લઇ
જવા ફરમાવ્યું સર્વે બંદોબસ્ત બરોબર થઇ ચુકયો. તે દુષ્ટ
ધારેલે વખતે પોતાનું સેતાન કામ કરવા આવી પહોંચ્યો ગુ-
ણસુંદરીના મેહેલમાં ધુસી સર્વે અસબાબ જર ઝવેર હીરા
મોતી માણેક આકુત સોનું રૂપું વગેરેના ગાંસડા બાંધી જેવો
તે સેતાની કામ કરનારો પવીત્ર સાધુ બહાર નીકળ્યો તેવો
જ સર્વે રજપુતોએ તેની આસપાસ ફરી વળી અને તેના
દોઢસો ચેલાઓને પણ બાંધી રાતોરાત બંધીખાને વગર

ભાડાના ઘરમાં આરામ કરવા મોકલી દીધા. સવારના જ્યારે દરબાર ભરાય અને મારૂપતી (ગુણસુંદરી) રાજાને રૂબરૂ આવી ઉભો ત્યારે રાજાએ ઘણાજ વહાલથી તેને પોતાની પાસે બેસાડયો અને અત્યંત હેતથી પુછવા લાગ્યો કે મારા જીગર આજ રાત્રે તારા મેહેલમાં ચોરો ચોરી કરવા આવ્યા હતા તેનો સર્વે હેવાલ આપણા વડા વજીર પાસેથી સાંભળ્યો છે. તું ખાતર જમા રાખ કે એ ચોરને હું તેવીજ શીક્ષા કરૂં છું; એટલું બોલી શેહેરના મુખીને હુકમ કીધો કે સઘળા ચોરોને લાવી દરબારમાં હાજર કરે, ચોરને તપાસતાં સઘળાઓના ચેહેરા જોઈ રાજાની અચરતીનો પારજ રહ્યો નહીં. પોતાના ધર્મગુરૂને આવી ફજેતીએ પોંચેલો જોઈ તેને ઘણુંજ ખરાબ લાગ્યું પણ જ્યારે પોતાના વહાલા મીત્ર રતનશાહ વહાણવટીની છોકરી ગુણસુંદરી વીશે તેને યાદ આવ્યું ત્યારે તેની દીલગીરીનો તેમજ પસ્તાવાનો પાર રહ્યો નહીં. તપાસ પુરો થયા પછી તેને સઘળાઓને ફાંસીનો ટીપ મારી. તેજ વખતે ગુણસુંદરી પોતાના ખરાપણામાં રાજાની સન્મુખ ઉભી રહી હવે રાજાની ખુશીનું બ્યાન કીઆ કવીથી થઈ શકે. તરતજ તેણે ભર દરબારમાં તેણીને જે ગેરઇનસાફ કીધો હતો તે વિષે દરગુજરસહીત ગુણસુંદરી ગાદીને સલામ કરી બોલી કે આ મેરબાંન બાપ જે મારા નસીબમાં બનવાનું હતું તે બન્યું હવે હું ખરી પડી એટલું જાણી મને ઘણો સંતોષ ઉપજ્યો છે રાજાએ ગુણસુંદરીને ઘણો એક ખજાનો બક્ષ્યો અને થોડા દીવસ રહી તેણીને શેહેર તરફ વિદાય કીધી. જતી વખતે ગુણસુંદરીએ રાજાને ઘણીજ સ્તુતી કીધી કે તમારૂં કલ્યાણ થાઓ અને આપના પવીત્ર પગલાંથી મારા શેહેરને પવીત્ર કરો તે અરજ સાંહેબે કબુલ કીધી ને પછી થોડા દીવસે ગુણસુંદરીના શેહેર તરફ કુચ કીધી.

જે વખતે ગુણસુંદરીએ રાજાના આવ્યાની વાત સાંભળી તેજ વખતે તેને માનપુર્વક લેવા ગઈ અને મોટું માન તથા આબરૂ આપી તેને માટે એક મેહેલ તૈયાર કરાવ્યો હતો તેમાં લાવી જર ઝવેરથી શણગારેલા તખ્તપર બેસાડયો પછી બીજા આકુતથી ભરેલા બે મોર અને બેસુમાર ખ-

જાનો લાવી તેના પગ આગળ મુક્યો, રાજાએ તે ખુશીથી કબુલ કીધો અને ગુણસુંદરી પર ઘણીએક આશીશ વરસાવી તે પછી રાજાને પેલાં જરથી ભરેલાં ટાંકાં દેખાડી અરજ કીધી કે તમો નામદારના ખજાનામાં આ ખજાનો મોકલાવવાનો મને હુકમ આપો ત્યારે રાજાએ તેમ કરવાને વજીરને તથા વડા ખજાનચીને હુકમ કીધો વજીર તથા ખજાનચી તરત ઉઠી ટાંકા પાસે આવ્યા ગુણસુંદરીએ તેઓને તે અખુટભંડાર દેખાડયો પણ જે વારે તેઓ તે ખાલી કરવા ગયા કે તેઓ જોવે શું સઘળાં ટાંકાં સાપ અને ખજુરાથી ભરપુર દેખાયાં. હવે તેઓની અચરતીનો પાર રહ્યો નહીં. તેઓએ રાજાની આગળ આવી તમામ હકીકત કહી. ગુણસુંદરીનો ચેહેરો આ સાંભળતાં વાત ફીકો થઇ ગયો પણ રાજાએ ધીરજથી ઉત્તર દીધો કે મારા વાહાલા ફરજંદ એ ખજાનો તારા ભાગ્યનોજ છે માટે તે તનેજ બક્ષીસ થજો એની ઉપર મારો હક બીલકુલ નથી જે તમામ ધન તને જડયું છે તે તારૂંજ છે, ગુણસુંદરીએ નમી રાજાને આજીજી કીધી કે હું એવું ઇચ્છું કે આ જગ્યાએ એક શેહેર વસાવું અને આ સઘળી માલમતા પરમેશ્વરને વાસ્તે ખરચું, રાજાએ કહ્યું કે જયાં હોય ત્યાં ખુશી તું મારૂંજ ફરજંદ છે અને હું એક વખત કહી ચુકયો છું કે આ ભંડારો તારા છે, માટે તને જેમ ગમે તેમ તે ખરચવાને તુ મુખત્યાર છે. પછી રાજા પોતાના શેહેરમાં જવાને તૈયાર થયો ત્યારે ગુણસુંદરીએ રેહેવાને માટે તેને ઘણીજ આજીજી કીધી. પણ તેને ઘણુંજ અગત્યનું કામ હોવાથી તે તેની અરજ મંજુર કરી શકયો નહીં શેહેરમાં જવા પછી તેણે પોતાના વીસવાસુ માણસોને ગુણસુંદરીના મેહેલની ચોકસીને માટે મોકલ્યા. ગુણસુંદરીએ પોતાના શેહેરમાં એક ઘણુંજ મોટું મંદીર બંધાવ્યું અને પોતાના માણસોને એવો હુકમ કીધો કે જે કોઇ મુસાફર આવે તેને પ્રથમ ખવરાવી પીવરાવી પછી રસ્તાનો ખરચ આપી વીદાય કરતી વખતે મારી પાસે લાવવો. એમ મુસાફરો સઘળાને એજ મુજબ કરવામાં આવતું, થોડા દીવસમાં મુસાફરોએ ગુણસુંદરીનું સારૂં નામ ગામો ગામ શેહેરે શેહેર અને મુલકે મુલક ફેલાવી નાંખ્યું તે સાથે તેણીના રાખેલા

માણસોની પાકદાનત અને મહેનતની એટલી તારીફ થઇ કે કાંઇ બોલ્યાની વાત નહીં. તેઓ પોતાની નોકરી એવી નીમકહલાલીથી બજાવતા કે સઘળા મુસાફરો ગરીબ યા તવંગર વહાણવટી યા સાધુ તેમની અતીસારી વર્તણુંકથી ઘણાજ ખુશી થઇ જતા અને આથી ગુણસુંદરીની કીરતી એટલી તો વધતી ગઇ કે પુર્વથી પશ્ચિમ સુધી અને ઉત્તરથી. દક્ષિણ સુધી તેણીનું નામ પ્રખ્યાત થઇ ગયું.

---

## રૂપસિંહ રાઠોડની વારતા.

પુર્વે મારૂ દેશમાં ઉદેપુર નામે શહેરમાં એક રૂપસિંહ રાઠોડ નામે ખુબસુરત જુવાન, રૂપનો તો એક ભંડાર કહેવાવતો હતો તેનું નામ રૂપસિંહ હતો, તે એટલો તો ખુબસુરત હતો, કે લોકો તેને જોઇ અંજાઇ જતા હતા જ્યારે ગુણસુંદરીનું એવું રૂપ તથા ખુબ સુરતનો સદેશો તેણે સાંભળ્યો ત્યારે તેણીને જોવાની તેને ઘણી ઉમેદ પેદા થઇ, ત્યાર પછી તેણે એક ચીતારાને બોલાવી ગુણસુંદરીની તસવીર ચીતરાવવાનો વીચાર કીધો પણ શી રીતે, કારણ કે તેણે સાંભળ્યું હતું કે ગુણસુંદરી કોઇને પોતાનું મોં દેખાડતી નથી તેણે એક ચીતારાને હુકમ કીધો કે કોઇપણ પ્રકારે ગુણસુંદરીના શેહેરમાં જઇ તેણીની તસવીર ચીતરી લાવવી, ચીતારાએ કબુલ કીધું. ને તરતજ તે ગુણસુંદરીના શેહેરમાં ગયો. તેવાજ તેણીના માણસો રીત પ્રમાણે તેને નવરાવી ખવરાવી તેણીની પાસે લાવ્યા. ગુણસુંદરીએ ખબર અંતર પુછી રસ્તાનો ખરચ આપી વીદાય કરવા કહ્યું, ત્યારે પેલા ચીતારાએ ના કહી અને પોતે નોકરીનો ઘણો ઉમેદવાર છે એમ જાહેર કીધું. ત્યારે ગુણસુંદરીએ પુછયું કે તું શું હુનર જાણેછે તેણે જવાબ દીધો કે હું વાદળામાંથી અસંખ્ય તારાઓ તથા ચંદ્ર તથા સૂરજની તસવીર લઇ શકુંછું. પછી તેણીએ તેને પોતાની નોકરીમાં રાખ્યો. એક દીવસે પોતાની છબી ચીતરાવવાનો વિચાર કરી તે ચીતારાને બોલાવી પોતાની ઇચ્છા જણાવી, તે બોલી કે તું સી રીતે મને જો

યા વગર મારી તસવીર પાડી શકશે, તેણે ઉત્તર દીધો કે તમો નામદાર ફક્ત અગાશીપર ઉભાં રહો અને છેક નીચે પાણીથી ભરેલું એક મોટું વાસણ મુકાવો પછી તમો ઉપરથી નીચે જુવો, એટલે તમારો ઓળો પાણીમાં પડશે પછી હું તમારી તસવીર તરતજ ઉતારી લઇશ. સરવે ચીજો તૈયાર કીધા પછી પેલા ચીતારાએ ગુણસુંદરીની તસવીર ઉતારી લીધી, અને પછી પોતાના રહેવાના મુકામપર જઈ બીજી એક નકલ કરી ગુણસુંદરી આગળ લાવ્યો અને પેલી જે અસલ ને સરસ હતી તે મહારાજા રૂપસિંહ રાઠોડ માટે રાખી. થોડાક દહાડા પછી તે તેણીની આગળ આવી બોલ્યો, કે ઓ મહાસતી મને મારા બાળબચ્ચાં પાસે જવાની ઇચ્છા થઇછે, માટે રજા હોય તો થોડા દહાડામાં પાછો આવીશ. ગુણસુંદરીએ રજા આપી એટલે પોતાના શહેરમાં આવ્યો, અને પેલી તસવીર રૂપસિંહને આપી તે જોતાંજ તે બેહોસ થઇ ગયો અને પાછો શુદ્ધીમાં આવતાંજ એવો ઠરાવ કીધો કે મધરાતને સમે મારા બાપને કહ્યાવગર જતો રહું, અને આ ગુણસુંદરી સાથે લગ્ન કરૂં તોજ મારા શેહેરમાં પાછો ફરૂં, નહીં તો જંગલે જંગલ ભટકી જીંદગીનો અંત આણું. તેણે કાંઇપણ જર, ઝવેર, માલ, અસબાબ, ચાકર, સીપાઇ લીધા વગર શહેરમાંથી ચાલવા માંડયું;અને ગુણસુંદરીના શેહેર તરફનો રસ્તો લીધો. આખરે ચંપાનગરી તરફ આવી પોહોંચ્યો. શેહેરમાં જઇ ધર્મશાળામાં ઉતારો કીધો, ત્યાંના ચાકરો રીવાજ પ્રમાણે ખાવાનું લાવ્યા. તેમાંથી તેણે ઘણુંજ થોડું ખાધું. પછી રસ્તાનો ખરચ આપવા માંડયો, તે તેણે લીધો નહીં, તેમજ ઘણું સમજાવ્યો પણ તે એકનો બે થયો નહીં. અંતે ગુણસુંદરીના માણસોએ જઈ તેણીને ખબર કીધી કે એક મુસાફર આવ્યો છે, તે ખાતો નથી, ને રસ્તાનો ખરચ પણ લેતો નથી. તેણે રૂપસિંહને બોલાવી મંગાવ્યો, અને તે બોલી કે તું કેમ ખરચી લેતો નથી, પૈસો, ને ઘર, એ તંગી ને મુશ્કેલીની વખતે કામ આવે છે, ત્યારે તે બોલ્યો, કે હું મારૂદેશના ઉદેપુરનો રાજા છું. અને પૈસાની દરકાર કે ગરજ મારે નથી. ત્યારે ગુણસુંદરી બોલી કે જો એમ છે તો તું સાધુને વેશે શું કામ આવ્યો છે? રૂપસિંહે જવાબ દીધો કે તારી બે-

હદ તસવીરે મને દીવાનો કીધો છે, તારો ચેહેરો જોવાને ઘણોજ ઉમેદવાર છું, હવે તમને જે ગમે તે કરો. ગુણસુંદરીએ વિચાર કરી જવાબ દીધો, કે એ માહારાજા આ ખ્યાલથી તું દુર રહે. તું પવન થઈને આવે તોપણ મારો એક વાળ જોવા પામવાનો નથી. રૂપસિંહ બોલ્યો કે એક વાર આ મારી જાનની દરકાર નહી કરીશ; પણ તું પ્યારીના દીદાર જોવાથી પાછો નહીં હઠીશ. ગુણસુંદરી દીલગીર ચેહેરે બોલી કે, જો તું પકકો ઠરાવ કરે છે તો એક આ મારી સરત છે તે તું બજાવી લાવ. પછી મને તમારીજ સ્ત્રી તરીકે ગણ. જો તે સરતે પોંચવામાં તમો પાછા પડો તો પછી મારો વિચાર તમારા મનમાંથી કાઢી નાંખી તમારાં માતપિતાને ઘેર જઇ આનંદમાં દીવસ ગુજારો. રાજાએ જવાબ દીધો કે તેમ કરવા હું કબુલ છું. પછી ગુણસુંદરીએ કહ્યું કે મારી પાસે સાત પ્રશ્ન છે તેના જવાબ તમે લાવો, પહેલો અલકાપુરીની ખબર લાવો. આ પ્રશ્નનો જવાબ લાવો. કે તે કયાં છે, ને કેવો સુસોભીત છે, ત્યાં શું જોવા લાયક બનાવ્યું છે, જ્યારે આ સવાલનો જવાબ લાવશો કે બીજા પ્રશ્નથી તમને જાણીતા કરીશ. પછી રૂપસિંહે જમી, રસ્તાની ખરચી લઈ પેલા પ્રશ્નની શોધમાં જવા માગ્યું. ગુણસુંદરી બોલી કે હું તમારી વાટ કયાં સુધી જોઊં. રૂપસિંહ બોલ્યો કે એક વરસ સુધીમાં આવી પહોંચું છું. એમ કહી દીલગીર ચેહેરે રજા લઈ નીચે ઉતર્યો અને જંગલ તરફ ચાલવા માંડયું. કે જંગલમાં જઇ પાહાડ સાથે માથુ મારીને રડતો પણ પોતાનું પગલું આગળ ધરતો જતો. એજ પ્રમાણે ઘણાક રાજાઓ તેની સાથ પરણવાની ઉમેદમાં રખડી રઝળી મરી ગયા, આખર રૂપસિંહ તેની તસવીર બગલમાં રાખી જંગલે જંગલ ફરતો હતો. કોઈ રીતે ઉમેદ પાર પડી નહીં. અંતે તે નીરાસ થઈ એક દહાડો પગનપુર પાસેના એક જંગલમાં જઇ પુગ્યો અને એક ઝાડ હેઠે બેશીને આકાશ જોઇ મહા કલ્પાંત કરી રડવા લાગ્યો; એટલામાં માનસિંગ મહાદેવના દેવળ આગળ તપ કરવા બેઠેલો હતો. તેવામાં એક અવાજ દરદ ભરેલો તેના કાન ઉપર આવ્યો તેણે પોતાના મન સાથે કહ્યું કે આ અવાજની ખબર લાવું અને જોઊં કે આ જંગલમાં આવી રીતે પોકેપોક મેલીને કોણ રડયા કે-

રે છે. માનસિંગ જુવે છે તો એક જુવાન સખસ ખુબ સુરત જોગી જેવા એક મોટા ઝાડ તળે બેશીને રડે છે, નથી આંખ ઉઘાડતો કે નથી કોઇ સાથે કાંઈ બોલતો. એ વાત સાંભળતાંજ માનસિંગ દુરથી તમાસો જોવા લાગ્યો. તે બેહદ રડી હાય મારતો હતો અને પોતાના શરીરના કટકા કરતો હતો, એવી હાલતમાં જોતાંજ માનસિંગ અજાયબ થઇ ગયો; અને આંખમાં આંસુ લાવી પોતાના મનમાં કહેવા લાગ્યો કે પરમેશ્વરે આ શું કોપ કીધો છે જે એનો આવો હાલ થયો, વાંચનાર ! માનસિંગ જેવા ઉદાર દીલનો કોઈ પણ સખસ તમને આ દુનિયામાં નજરે આવ્યોછે, માનસીંગ તેની આગળ જઇને ઉભો રહ્યો; અને રેહેમથી પુછવા લાગ્યો કે એ ખુબસુરત જવાન તારી ઉપર એવી શી આફત પડી જે તારી આજે આ બુરી હાલત થઈ છે, આ રેમ ભરેલો અવાજ સાંભળી તેણે ઊંચું જોયુ, તો એક જુવાન કુંવર જેવા સરોવરના કુંડનો કસ્તુરીના સુગંધવાળો પોશાક પેહેરેલો સખસ જોયો, ત્યારે તે ખુશીની સાથે બોલ્યો કે એ ભાઈ ! શું કહું મારા દુઃખની વાત. મારી ઉપર એવી મુશીબત આવી પડી છે, કે જે કોઈથી ટળે એમ નથી. તમારા જેવા હજારો માણસો મારી પાસે આવી ગયા પણ કોઇએ મારા દુઃખની વાત સાંભળી તેમાંથી મને ઉગારવાનો રસ્તો દેખાડયો નથી. સર્વ આવી ચાલી ગયા છે. માનસિંગે કહ્યું કે તું ખાતરી રાખી મને કહે કેમકે મેં પરમેશ્વરની ભક્તિ કરવા અને પારકું દુઃખ ભાગવા કમર બાંધી છે, તેથી તારૂં પણ કામ કરવામાં કશી કસુર નહીં કરીશ. તારે મારા રાજ્યની દરકાર હોય તો હમણાંજ લે, કોઈ દુશમન તને સંતાપતો હોય તો તું તેને મારી સામે બોલાવ; હું તેને મારીશ યા હુ મરીશ. અગર કોઈ આશુકને મળવાની આરજી રાખતો હોય તો તતબીર કરી પરમેશ્વરના હુકમથી તેની સાથે તારો મેલાપ કરાવી આપીશ, અગર મારા માથાનો તારે ખપ હોય તો તે પણ હાજર છે. રૂપસિંહ રાઠોડે જ્યારે એવી વાતો સાંભળી, ત્યારે ઘણો ખુશી થયો, અને સાબાશ કરીને આશીશ દીધી, અને કહ્યું જે એ ! નામદાર જુવાન તું સલામત રેહેજો કે મારા જેવા લાચારોને દીલાસો ને મદદ આપે છે એમ કહીને તસવીર પોતાની બગલમાંથી કા-

હાડીને તેને દેખાડીને કહ્યું કે હવે તમેજ કહો કે એના વ-
ગર હું કેમ જીવું, અને પોતાનો હાલ એવો કેમ નહીં કરૂં.
માનસીંગે જ્યારે તસવીર જોઇ ત્યારે અચરત થઇ કહેવા
લાગ્યો કે તારી વાત બેશક ખરી છે, પણ એટલો બેચેન
ના થા, થોડી સબુર કર, અને પરમેશ્વર ઉપર ધ્યાન લગાવ,
અને ના ઉમેદ ના થઇસ. હું પણ તારા કામમાં કસુર નહીં
કરૂં, જ્યાં સુધી તારી માશુક સાથે નહીં મેળવું ત્યાં સુધી
તારી સંગત નહીં મેલું. એ પ્રમાણે રૂપસિંહને માનસિંગે
ઘણો સમજાવી ખાતરી કરી, પોતાના ઇષ્ટદેવ મહાદેવના
મંદીર પાસે લઇ ગયો ત્યાં તેને નવરાવ્યો, સ્વાંગ બદલાવી
મહાદેવનાં દરસન કરાવ્યાં અને ત્યાંથી ચાલ્યા તે કેટલેક દહાડે
ચંપાનગરીમાં આવ્યા અને ગુણસુંદરીનાં માણસો જે ધર-
મશાળામાં હતાં તેઓ માનસિંગને ધરમશાળામાં લઇ ગયાં
ત્યાં તરેહ તરેહનું જમવાનું તેની પાસે મુક્યું અને રૂપીઆ,
મોહરો વિગેરે હાજર કર્યું. અને ઘણી નમ્રતાઇથી અરજ
કીધી કે માલ ખજાનાની જેટલી દરકાર હોય તેટલો લ્યો,
તેને માનસિંગે કહ્યું કે ઓ પરમેશ્વરના ભગતો હું રોટલા
તથા જર ઝવેરની લાલચે નથી આવ્યો, પરમેશ્વરે મને ઘણું
જર ઝવેર આપ્યું છે, અને ઘણાજ મુલકોનો રાજા કીધો છે;
પણ મારી તો ઉમેદ ઘણી મોટી છે એ વાત સાંભળીને તે
આદમીઓએ ગુણસુંદરીને ખબર આપી કે માનસિંગ ના-
મનો નવો માણસ આવ્યો છે. તેના કહેવા પ્રમાણે તે એક
મોટો રાજા છે અને જર ઝવેરની કશી રીતે દરકાર રાખતો
નથી. પણ કહે છે કે હું ઘણીજ મોટી ઉમેદે આ શેહેરના
રૂપસિંહ રાઠોડ સાથે આવ્યો છું, અને કાંઇ ખાનગી સંદેશો
લાવ્યોછું. જે તમો નામદારને કહેવાને તે ચાહે છે. આ
વાત સાંભળી તેણીએ તે બેહુને બોલાવી મંગાવ્યા. જ્યારે
તેઓ તેની નજદીક આવી પુગ્યા ત્યારે તેણી પડદેનસીન
થઇ બેઠી અને પુછવા લાગી જે તમારો શું પ્રશ્ન છે? મા-
નસિંગે કહ્યું જે મહાસતી! હું મારા મીત્રનો પ્રશ્ન સાંભળી
તારા શેહેરમાં આવ્યો છું અને તારા પ્રશ્નનો જવાબ આપવા
તૈયાર છું પણ તે પહેલાં તારો સુંદર ચેહેરો મને દેખાડ, તે-
થી મને આનંદ થાય અને મારૂં કામ કરવાને મારા દીલ-
માં શક્તિ આવે. તેણીએ કહ્યું ઓ પરમેશ્વરના ભગત! હું

પરપુરૂષનું મોહ્ડું શી તરેહથી જોઊં, મારી સરતો પુરી કરશે તેજ મારા નવજોબન બાગમાંથી રાહતનાં ફુલ ચુંટશે, અને કલ્પવૃક્ષનાં પાકાં ફળ વેડશે. ત્યારે માનસીંગે કહ્યું કેશું પ્રશ્ન છે તે તું પોતાની મીઠી જીભાનથી વર્ણન કર, ને કોલ આપ કે, તે પ્રશ્ન પુરા કરૂં તો તુંને જેને ચાહુ તેને આપું. પછી તું ફરી ન જાય અને ઇનકાર નહીં કરે. ગુણસુંદરીએ એ વાત મંજુર કરી મજબુત કરાર કીધો કે જ્યારે હું તારી તાબેદાર થાઊં ત્યારે તમે ગમે તેમ કરજો; જો તમારી મરજીમાં આવે તો મને તમારી ગણજો અગર નહીં તો કોઇ બીજાને સ્વાધીન કરજો. માનસીંગે કહ્યું જે આ વાતમાં કોઈ સાહેદી જોઇએ, પછી પોતાના વડા સાહુકારને બોલાવીને તેઓની હજુર ગુણસુંદરીએ તેમજ માનસિંગે અરસપરસ કોલકરાર કીધા પછી એક તખ્ત સારો બીછાવી તરેહ તરેહનું જમવાનું જમાડી થોડી રસ્તા ખરચી આપીને જતી વખતે કહ્યું કે એ માનસીંગ! પેહેલો પ્રશ્ન એ છે જે અલકાપુરીની ખબર લાવ અને તે પુરી કેવી છે તેમાં કોણ વસે છે અને કયાં છે? પેહેલાં એ પ્રશ્ન પુરો કરી બીજાની ફીકર કર. પછી માનસીંગે કહ્યું જે આ મારા મીત્રને તું તારા શેહેરમાંજ રાખજે અને જ્યાં સુધી હું પાછો આવું ત્યાં સુધી તું એની ખબર અંતર પુછ્યાં કરજે. તે વાત ગુણસુંદરીએ કબુલ કીધી. અને બોલી કે કદી આખી ઉમર સુધી જો એ મારા શેહેરમાં રેહેશે તો શું થવાનું છે. દરરોજ એને ખાધા સીવાય ચાર સોનાના સીક્કા બીજા ખરચને માટે મળ્યાં જશે. આ સાંભળી ખુશી થઇ માનસિંગ રૂપસિંહ રાઠોડને ધરમશાળામાં મુકી પહેલા પ્રશ્નની હકીકત કરવા જંગલમાંનો રસ્તો લીધો.

## માનસિંગ પહેલા પ્રશ્નનો જવાબ લાવ્યો તેની વારતા.

હવે માનસીંગે જ્યારે જંગલ તરફનો રસ્તો લીધો ત્યારે પોતાના મનમાં બોલવા લાગ્યો કે હું કયાં જાઊં અને એ વિષે કોને પુછું. પણ કશી ચીંતા નહીં, એ કામ મેં મારે માટે ઉઠાવ્યું નથી, પણ પરમેશ્વરને અર્થે ઉઠાવ્યું છે, માટે

તેજ મને સીધે રસ્તે લઈ જશે; એમ ધારી ચાલતો ચાલતો એક એવા જંગલમાં આવી પુગ્યો કે જેમાં એક પણ ઝાડની નીશાની માલમ પડી નહીં. એવામાં જુવે છે તો એક વરૂ જે નજદીક હતું તે એક હરણીને પકડી ફાડીતોડીને ખાઇ જવાની તૈયારીમાં હતું, એવી વખતમાં જ્યારે તેણે તે હરણીને જોઈ ત્યારે ત્યાં જલદી જઇને એક પોકાર માર્યો, જે, આ જુલમ શું કરેછે? ખબરદાર એ ગરીબ બચરવાલ છે. એની છાતીમાંથી દુધ વહેછે, એ વાત સાંભળી વરૂ બીનોને ઉભો રહીને કંપવા લાગ્યો, જે શું તું માનસિંગ છે કે આ વખતમાં તું તેની વારે આવ્યો ! માનસિંગે તેને કહ્યું કે તેં કેમ જાણ્યું. તેણે કહ્યું મેં તારી હિંમત તથા મહેરબાનીથી ઓળખ્યો. સૌને માલમ છે કે તું હરકોઈના હકમાં ફાયદો કરે છે. પણ તેં મારો શીકાર આજે મારા મોંમાંથી કેમ છોડાવ્યો ? ત્યારે માનસિંગે કહ્યું, તું શું ચાહે છે. તેણે કહ્યું. મારો ખોરાક જાનવરોનો છે; તેથી જો તે મળે તો ખાઉં. માનસિંગે કહ્યું, સારૂ મારા બદનમાંથી જ્યાંથી ચાહે ત્યાંથી કાપી ખા ને તારૂં પેટ ભરીને ચાલ્યો જા. તેણે કહ્યું, પીંડી વગર બીજું બધું હાડકાંવાળું છે માટે તમો મને તે આપો તો હું સારી પેઠે ખાઇ તમોને આશીષ દઇશ. માનસિંગે તેજ ઘડીએ કટાર કમરમાંથી કાઢીને પોતાની પીંડીમાંથી એક મોટું બાટું કાપીને તેની આગળ નાંખ્યું તે તેણે ખાઈ આશ્ચર્ય થઇ કહ્યું કે ઓ માનસીંગ, એવો શું તારાપર મુશીબત પડી છે જે તેં પગનપુર શેહેરને મુકી, અને આવી તસ્દી ઉઠાવી આ અઘોર જંગલમાં આવી પડ્યો છે. ત્યારે માનસીંગે જવાબ દીધો, કે રૂપસીંગ ગુણસુંદરી ઉપર આશક થયો છે. ને ગુણસુંદરી સાત પ્રશ્ન પુછે છે જે તે પુરા કરશે તેને તે વરશે. તેથી મેં પરમેશ્વરને વાસ્તે એ કામમાં કમર બાંધી છે, પહેલો પ્રશ્ન તેનો એ છે જે અલકાપુરીની ખબર લાવ, હું નથી જાણતો કે તે ક્યાં છે, અને કેવી છે!પણ ઇશ્વર ઉપર ધ્યાન રાખી જંગલમાં જાઉંછું, જેથી ખબર કે ઠેકાણું મળશે. આ વાત સાંભળીને તે વરૂએ કહ્યું, ઓ હું તે ઠેકાણું જાણું છું; મોટા રૂષીઓની આગળથી તેનો પતો મળ્યો છે, તેનું નામ કુબેરનીપુરી છે જે જાય છે તે આખો દહાડો ફરે છે અને એજ અવાજ સાંભળે છે. માનસિંગે

કહ્યું, તે પુરી કયાં છે ! વરૂ બોલ્યો, અહીઆંથી થોડે દુર જતાં બે રસ્તા મળશે, તેમાંથી તું જમણા હાથના રસ્તાને છોડીને સીધા રસ્તા ઉપર ચાલજે, એટલે ત્યાં જઇ પોંચશે અને તારી ઇચ્છા પુરી થશે. તે હરણી તથા વરૂ બંને માનસિંગના હીતને માટે આવ્યાં હતાં, તેઓ બંને આશીષ દઇ પોતાને રસ્તે ચાલ્યાં ગયાં. માનસીંગ બે ચાર પગલાં આગળ ચાલ્યો, પણ દરદના સબબથી પગ ધરૂજવા લાગ્યા લાચાર થઈ એક ઝાડની નીચે પડી તરફડવા લાગ્યો, તે એક સસલાની રેહેવાની જગા હતી તે સસલો પોતાની માદા સાથે ખોરાકની શોધમાં ગએલો હતો, બે ચાર ઘડી પછી તે આવ્યાં ત્યારે માનસિંગને પોતાની જગો ઉપર તરફડતો જોયો. માદાએ તેને કહ્યું, આ માણસ કયાંથી આવ્યો છે? હમણાં આ જગા આપણે છોડવી જોઇએ. કેમકે માણસને જાનવરથી શું નીસબત? સસલાએ કહ્યું; ઓ માદા, કદાચ એ ખુબસુરત જુવાન માનસિંગ હશે ને કુબેરની અલકાપુરીની ખબર લેવા જતો હશે! હમણાં પીંડીના દરદથી એ ઝાડ તળે પડયો છે, અને તરફડીને જીવ આપે છે. તેણે કહ્યું કે માનસિંગ કોણ છે? તેણે જવાબ દીધો, એ પગનપુરનો રાજા અને પરમેશ્વરનો એક ભગત છે. તેને હજી ઘણાંક પરમારથનાં કામો કરવાનાં છે. મેં મારા રૂષીઓની પાસેથી સાંભળ્યું હતું કે ફલાણે દહાડે આ જગાએ માનસિંગનું આવવું થશે, ને આજ ઝાડ તળે દુઃખ ખમસે તે દહાડો આજ છે. તેણે કહ્યું કે આજે પાસેના જંગલમાં એક હરણી બચરવાલ ચરતી હતી, તે ઉપર એક વરૂએ હુમલો કીધો; તેને પોતાની પીંડીનો માંસ આપીને તે વરૂના હાથથી તે હરણીને છોડાવીને પોતાની ઉપર એ દુઃખ લીધું. તે માદા બોલી કે પરમેશ્વરે માણસને બધા પ્રાણીમાં સૌથી મોટો દરજ્જો આપ્યો છે, તેમાં માનસીંગ શ્રેષ્ટ છે. નર બોલ્યો કે એ પરદુઃખ ભંજન એવો છે કે પોતાનું માંસ આપીને બીજાનો જીવ બચાવે છે, જ્યારે એટલી ખુબી તેની માદાએ સાંભળી ત્યારે કહ્યું કે આવા જખમથી કેમ કરી એટલે દુર જશે ? સસલાએ કહયું અમરતવેલી નામની ઔષધી એ જખમપર લગાડે તો વાત કરતામાં સારૂં થાય. પણ એ ઘણું મુશ્કેલ છે; કેમકે અહીંથી ઘણે દુર એક પાહાડ છે તે

પાહાડને ફરતી ગાંધર્વની ચોકી છે તે ગાંધર્વ માણસ, જાનવર અગર પંખી કોઇને અંદર પેસવા દેતો નથી. એ સાંભળીને માદા બોલી, કે એવુ કોણ માણસ છે કે તે ગાંધર્વની ચોકીમાંથી ઔષધી લાવે ને માનસિંગને સારૂ કરે, તેણે કહ્યું, તું સાત દહાડા દહાડો કરીને નહીં સમજે, ને રાતને રાત જાણે નહીં, ખાય પીએ નહીં, અને આઠે જોહાર માનસિંગની ચોકીમાં રહે તો, હું જાઉં અને તે ઔષધી તોડી લાવું. ત્યારે માદાને માનસિંગની નજીક મુકી ઔષધી લેવા ગયો ને પર્વતમાં દાખલ થયો. ત્યાં એક ઝાડ ઉપરથી અમરવેલીના વેલાઓ એવા જોરથી તાણ્યા કે તરતજ જુદા પડયા. તે લેઇને પોતાના મકાન ઉપર આવી ઉભો; માદા પણ માનસિંગની ખબરદારીમાં એવી રહેતી કે તે આવે ત્યાં સુધી એક સીલીના બચ્ચાંને પણ એની આગળ આવવા દીધું નહીં, રાતદીન તેની સુવાની જગ્યાની આગળ બેશીને જાગતી રહેતી. માનસિંગ પણ સુતો સુતો તેની મેહેનત જોતો હતો, એટલામાં સસલાએ ઔષધી લાવી આગળ મુકી. તેણે તે ઔષધી પીંડીપર લગાડી તેથી તે જખમ તુરત ભરાઇ આવ્યું, પછી સસલાનો ઘણો ઉપકાર માની ચાલ્યો.કેટલીક મુદ્દત પછી ચાર રસ્તાનો એક ચોક નજરે આવ્યો, માનસિંગ ત્યાં ઉભો રહીને વિચાર કરવા લાગ્યો કે હવે કયાં જાઉં. તે જંગલમાં રીંછ રાજ્ય કરતો હતો ત્યાં સઘળાં રીંછોજ વસતાં હતાં. એટલામાં સો બસો રીંછ તે દહાડે તે જગ્યાપર ફરવા આવ્યાં હતાં. તેઓ માનસિંગને જોતાંજ ખુશી થઇ તેને પકડીને પોતાના રાજા પાસે લઇ ગયાં. તેને દેખી ખુશી થઈ કેહેવા લાગ્યો કે તમે મારી પાસે બેશી કહો કે તમે કોણ છો? તમારૂં નામ શું છે? મને એમ માલમ પડે છે કે તમે પગનપુરના રાજાના માનસિંગ નામે કુંવર છો. તે વાત સાંભળી તેણે કહ્યું કે તમો સાચું કહો છો હું માનસિંગ, સુરિંદરરાજાનો કુંવર છું, પરમેશ્વરને વાસ્તે આ જંગલમાં આવી પહોંચ્યો છું, રીંછના રાજાએ કહયું કે તમારા આવ્યાથી હું ઘણો રાજી થયો છું, હવે હું મારી છોકરીને તમારી સાથે પરણાવું, કેમકે આ જંગલમાં મારો જમાઇ થવાને લાયક કોઇ નહીં હતો. એ વાત

સાંભળીને માનસિંગ પોતાનું શીર નીચું કરી વિચારમાં પડયો. રાજાએ કહ્યું તું જવાબ કેમ નથી આપતો. શું હું તારો સસરો થવાને લાયક નથી? ત્યારે તેને માનસિંગે કહયું, હું માણસ ને તું જાનવર, મારી તારી બરાબરી કેમ થાય. રીંછે કહયું ઓ માનસીંગ! કૃષ્ણ જેવા મહા પ્રતાપી પુરૂષ જાંબુવંતી રીંછડીને પરણ્યા હતા અને મારી છોકરી તારા જેવીજ છે. એમ કહીને તેણે પોતાના બે ચાર રીંછને કહયું તમે હમણાં જઇને મારી છોકરીને વસ્ત્રઆભુષણથી શણગારી મારા મેહેલના સૌથી દબદબા ભરેલા દીવાનખાનામાં લઇ જાઓ. તેથી તેઓ તે છોકરીને સણગારીને તે ઓરડામાં લઇ ગયા; માનસિંગે તે રીંછની કુંવરીને જોઇ ત્યારે અજબ થઇને પાછો મીજલસમાં આવ્યો, ને કહેવા લાગ્યો કે આ રીંછ તું મહારાજા છે અને હું સાધુ છું. એ રાજકુંવરીને હું મારી સ્ત્રી કરૂં તો ઘણી બેઅદબી થાય. તે રીંછે કહયું, એ વાત કબુલ કરો, કારણ કે તમે પણ પગનપુરના શેહેરના રાજા છો. તે સાંભળી તે ફીકરમાં પડયો ને મનમાં કહેવા લાગ્યો કે હું આ બલામાં કયાં આવી પડયો! હું જે કામને માટે પોતાના શેહેરથી નીકળ્યો, અને અહીંઆં મારાં લગ્ન કરીને મોજ કરીશ તો ત્યાં રૂપસિંહ રાઠોડ મારી વાટ જોઇને મરી જશે, તો હું ઇશ્વરને શું જવાબ દેઇશ. રીંછના રાજાએ ફરી તેને વિચારમાં જોયો, ત્યારે પુછયું કે આ જુવાન એ વાત કબુલ નહીં કરે તો તું કેદમાંથી છુટનાર નથી. તેણે એ વાતનો પણ જવાબ આપ્યો નહીં, ને ઊંચું પણ જોયું નહીં. ત્યારે રીંછે ગુસ્સે થઇ પોતાની કોમને કહયું કે એને પેલી અંધારીમાં નાંખી તેના મોઢાપર એક ભારે પથર મુકી સંભાળ રાખો. એ વાત સાંભળતાંજ કેટલાક રીંછોએ દોડીને માનસિંગને અંધારા ભોંયરામાં બંધ કરીને એક ભારે પથ્થર તેના મોઢાપર મુકયો. તે ભોંયરામાં ભુખ્યો તરસ્યો હેરાન થયો, કેટલાક દહાડા પછી રીંછના રાજાએ પાછો તેને બોલાવીને પોતાની પાસે બેસાડયો. ને સમજાવી કહયું કે ઓ માનસિંગ મારી છોકરીને પરણ. તે ફરી અંદેશાનાં પડયો અને એ વાતને ધ્યાનમાં લાવ્યો નહી. તેણે એક ખુમચો મેવાનો મગાવી તેની આગળ મુ-

કર્યો. તે ભુખ્યોજ હતો, તેથી બેચાર નવાલા ખાવા લાગ્યો, અને જ્યારે તેનું પેટ ભરાયું ત્યારે તેને કહયું કે એ જુવાન આ અપછરા જેવી મહા સ્વરૂપવાન, જેની કાન્તી ચંદ્રના જેવી ચળકતી, રંભાજેવી સાથે તારૂં લગ્ન ખુશી થઇને કર. એવામાં અંતરીક્ષથી નારદમુનીએ આવી માનસીંગને કહયું કે રીંછની કન્યાને પરણવાથી તારો છુટકો થશે, નહીં તો કેદમાં ને કેદમાં તારી જીંદગી ગુજારીશ. એવું સાંભળીને નારદમુનીનું વચન માન્ય કર્યું, એટલામાં ફરીથી રીંછના રાજાએ પોતાની પાસે બોલાવી કહયું, તારા હકમાં બેહેતર એજ છે કે મારી છોકરીને પરણ. માનસીંગે એ સરતપર લાચારીથી કબુલ કીધું કે જ્યારે હું એની સાથે પરણું ત્યારે કોઈ રીંછ મારે ઘેર આવે નહી. રાજાએ કહયું એ માનસીંગ રીંછની શું તાકાદ છે કે તારે ઘેર આવે, આખર તેણે પોતાના વજીરને બોલાવી રાજકુંવરીની લગ્નની સામગ્રી મંગાવી, તરેહ તરેહનાં બીછાનાં બીછાવી માનસીંગને બેસાડયો. પછી પોતાના ગોરને બોલાવી પોતાના રીવાજ પ્રમાણે લગનગાંઠ બાંધી; તેનો હસ્તમેળાપ થતી વખતે નારદમુનીએ અંતરીક્ષથી જોઇ માનસીંગને અને રાજકુંવરીને આર્શીવાદ દીધો. ત્યાર પછી માનસીંગ પોતાને બંગલે ગયો. ત્યાં જોયું તો તમામ જગા દીલને આનંદ પમાડનારી અત્તર, ખુસબોથી રેલછેલ થઇ છે, દરએક ઠેકાણે તરેહવાર મોટા મોટા રાજાઓના લાયક ગલીચા બીછાવેલા છે, રૂસનાઇના દીવા તો એવા સળગી રહ્યા છે કે જેનું વર્ણન થઇ શકે નહીં. તે છોકરી માથાથી તે પગ સુધી જર ઝવેરમાં ગરકાવ થયેલી એના હાથમાં પકડાવીને પોતાના આદમીઓ સમેત ઓરડામાંથી બાહાર નીકળી આવ્યા. માનસીંગે જાણ્યું કે એઓનો લગ્ન કરવાની રીત એવીજ છે. પોતે રત્ન જડેલા પલંગપર તેની સાથે આરામ કીધો અને એજ પ્રમાણે હરરોજ તે ચાંદની સુરતની સાથે ચેન કરી તરેહ તરેહનો મેવો ખાતો હતો, એટલો મેવો ખાધો કે મન ધરાઇ ગયું. આખર એક દહાડે ગભરાઇને પોતાના સસરા પાસે જઈ કેહેવા લાગ્યો કે, મેહેરબાન મહારાજા હું મેવો ખાતાં ધરાઈ ગયો છું; અગર કાંઇ અનાજની મેહેરબાની કરો તો જીવ આનંદમાં રહે. તેણે તેજ ઘડી રીંછોને બોલાવીને ક-

હ્યું કે તમો અનાજ, ખાંડ, ઘી અને તેલ વિગેરે, વાસણ ગામો તથા શહેરોમાંથી લાવો. એ વાત સાંભળતાંજ તેઓ દોડયા અને હરએક શેહેરોમાંથી સારાં વાસણ અને તરેહ તરેહની જણસો સતાબીથી લાવ્યા. માનસીંગ તરેહ તરેહ નાં જમણ બનાવી પોતાની રાણી સાથે ખુશીથી ખાવા લાગ્યો. હરરોજ એ પ્રમાણે જમતાં અને એશઆરામ કરતાં; ને એક બીજાપર હેતદાર આણંદમાં દીનગમન કરતાં, ત્રણ મહીના ગુજાર્યાબાદ એક દહાડે તક જોઇ પોતાની સ્ત્રીને કહ્યું કે ઓ પ્યારી હું મારા એક કામને સારૂ પોતાના શેહેરથી નીકળ્યો હતો, તારા બાપની જબરજસ્તીથી મારાં લગ્ન તારી સાથે થયાં છે. પણ તું ખુશીથી થોડા દહાડામાં મને તારા બાપની પાસેથી રજા અપાવશે તો ઘણી મહેરબાની અને કૃપા થશે. જ્યારે હું તે કામથી ફુરસદ પામીશ અને જીવતો રહીશ તો ફરીથી તારી સાથે મુલાકાત કરીશ. એ વાત સાંભળતાંજ તે પોતાના બાપ પાસે જઈ કહેવા લાગી, તેના બાપે કહ્યું, કુંવરી તું એ વાતમાં રાજી હોયતો તે તારો ભરથાર છે, અને તું તેની સ્ત્રી છે માટે તું જાણે અને તે જાણે. રાજપુત્રીએ કહ્યું તે માણસ ઘણો સત બોલનાર છે. તે પોતાના વાયદાપર મુકરર આવશે. કશો અંદેશો નથી માટે રજા આપો રાજાએ માનસીંગને બોલાવી રજા આપતી વેળાએ પોતાના સીંછોને કહ્યું કે તમે એને ઘણી માવજતથી આપણી સરહદથી બાહાર પોચાડી આવો રાણીએ એક મોહોરો માનસીંગની પાઘડીમાં બાંધ્યો ને કહ્યું કે એ ઘણી જગ્યોપર તમારે કામ આવશે. પછી તે રજા લઇ આગળ ચાલ્યો. કેટલાએક દહાડા પછી એક એવા જંગલમાં જઈ પહોચ્યો કે જ્યાં, નહીં દાણો કે પાણી નજરે આવે, ને સાંજની વખતે એક રૂષી માહા તપકરનાર તેને માટે ખાવાનું તથા પાણી આપી જતો તે ખાઇ પીઇ રાત દહાડો કાહાડતો એક દહાડો સામેથી એક મોટા પાહાડની મીશાલે (અજદ) નજર આવ્યો; તેને જોઇને માનસીંગ ગભરાયો પણ ચાલવામાં કશુર નહીં કીધી, તેમજ પાછો નહી હઠયો; જેવો તેની પાસે પુગ્યો તેવોજ તેણે દમ ખેચ્યો. માનસીંગે પોતાનો બચાવ માગ્યો પણ બચી નહી શકયો નેં તેના મોહામાં ખેચાઈ ગયો, જ્યારે પોતાને તેના પેટમાં જોયો ત્યારે પરમે-

શ્વરની સ્તુતિ કરીને કહેવા લાગ્યો કે સારૂં થયું કે મારૂં ગુનાહ ભરેલું તન આ પરમેશ્વરના બદલાના મોંઢામાં પડ્યું નહી તો એ માટીનો જામો કાંઇ કામનો નહીં હતો. ખરી વાત તો એજ છે કે જે કોઇ પરમેશ્વર અર્થે પડતાં પોતાનું ગણું બરબાદ કરે અને પોતે તેની યાદમાં રહે તો તે બરબાદ નહીં થાય અગર તે પરમેશ્વરની અજમાયશને વાસ્તે કંઇ દુઃખ જોશે અગર તે દુખથી બચ્યો અને સાબેત કદમે રહ્યો તો તસ્દીના દરીઆમાંથી નીકળ્યો. એ રીતે પોતાના મનને ધીરજ આપતો અને માહાદેવની પ્રાર્થના યાદ કરતો હતો કે પરમેશ્વર મોટા છે અને મને તેજ છોડાવશે. આખર ત્રણ દહાડા તલક તે તેના પેટમાં રહ્યો. એણીગમ પેલીગમ રસ્તો શોધતો પણ રસ્તો તો કંઇ મળ્યો નહીં. ઉલટો પોતેજ તેની ગંદગીમાં ખરડાયો પણ સાપના ઝેરે તેને કંઇ અસર કીધી નહીં. તેનો સબબ એ જે આવતી વખતે તેની સ્ત્રીએ તેની પાઘડીમાં એક મોહોરો બાંધી આપ્યો હતો તેનો એ ખવાસ હતો તે જેની પાસે હોય તે નહીં આગમાં બળે, નહીં પાણીમાં ડુબે, કે નહીં તેને ઝેર અસર કરે; એને લીધે તે જીવતો રહ્યો અને તેના ઝેરે તેને કાંઇ અસર કરી નહીં પછી તે અજગર ગભરાયો અને પોતાના જીવમાં કહેવા લાગ્યો કે મેં આ શી બલા ખાધી છે કે હજમ થતી નથી ને પેટમાં દોડતી ફરે છે. આખર તે પેટના દરદથી અકળાતો હતો સબબ માનસીંગ તેના પેટમાં આરામ નહીં લેતો, ચોતરફ દોડતો ફરતો હતો. અને આંતરડાં પોતાના પગથી છુંદતો હતો, આખર તેને માલમ પડ્યું કે એ નવાલો આખી ઉમરના ખાધા પીધાને કહાડશે એ વાત જીવમાં ઠેરવી ઓકયો. માનસીંગ બાહાર નીકળી પડ્યો ને રેતી ઉપર ઉભો થઇ કપડાં સુકવવા લાગ્યો. જ્યારે તે સુકાયાં ત્યારે ત્યાંથી તે ચાલ્યો. થોડે દુર ગયો કે એક તળાવ નજર આવ્યું તે જોતાંજ બેધડકથી દોડી તેની પાળપર જઇ બેશી કપડાં ધોવા લાગ્યો, એટલામાં એક માછલી પાણીમાંથી નીકળી. તેનું નીચેનું અરધું શરીર માછલીનું હતુ અને માથાથી કેડ તલક સ્ત્રીનું હતુ માનસીંગ તેની અજબ શીકલ જોઇને અચરજ પામવા લાગ્યો, આખર માનસીંગ નહાવા સારૂં પોતીયું પહેરતો હતો તેટલામાં તે માછલીએ માનસીંગનો હાથ પકડી તળાવમાં

લઇ જઇને પોતાના મકાન ઉપર એક સુંદર બીછાનાપર બેસાડયો. ફરી પોતે માથાથી તે પગ તલક એક ખુબસુરત ઓરત બની બેસુમાર પ્યાર કરવા લાગી. તેની એવી વાત માનસીંગે કબુલ કરી નહીં ને બોલ્યો, કે હું એક કામને વાસ્તે પોતાના ઘરને ઉજડ કરી અહીંઆં આવી પડયો છું; તું કહે છે કે મને રાખે, પણ એ વાત મારાથી કેમ થાય. તારી સાથે આ જગામાં ખુશીથી રહુ, અગર જે જગ્યાથી મને લાવી છે ત્યાં પોચાડ; તો હું થોડા દહાડા તારી પાસે રહી તારા મનની ઇચ્છા પુરી કરૂં. તેણે એ વાત મંજુર કરીને કહ્યું કે હું છ દહાડા પછી તને જયાંથી લાવી છું ત્યાં પોચાડીશ. માનસીંગ ખુશી થયો અને પોતાની ઇચ્છાથી તેની સાથે રહ્યો. છ દહાડા પછી માનસીંગે કહ્યું, એ માછલી હવે તારા વાયદાને તું પુરો કર. તેણે તેનો હાથ પકડી પાણીમાં ડુબીને કીનારે પોહોચાડી દીધો. ફરી કહેવા લાગી કે એ જુવાન તું મારાથી જુદો કેમ થાય છે. માનસીંગે કહ્યું મારે એક એવાજ કામની જરૂર છે નહીં તો હું તારાથી જુદો નહીં પડત નહી તો આવો આરામ મુકી દુઃખ શું કામ ખેંચત એ વાત સાંભળી તે ચાલી ગઇ. માનસીંગે પોતાનાં લુગડાં ધોઇ સુકવીને રસ્તો લીધો, થોડી મુદત પછી એવા એક પાહાડ ઉપર જઇ પોચ્યો કે જ્યાં હજારો લીલાં ઝાડ તરેહ તરેહના મેવાથી ભરેલાં હજારો ગાઉ સુધી લાગેલાં હતાં, હજારો ઘર મોટાં ચળકતાં હતાં, હરેક તરફ પાણીની નદીઓ વેહેતી હતી, ઠેકાણે ઠેકાણે ફુલના બાલ ખીલી રહ્યાં હતાં, ટુંકામાં જે જે મુકામ હતાં તે હવાદાર હતાં. માનસીંગ થાકેલો હતો તેથી ત્યાં જતાવારમાં સુઈ ગયો એટલામાં તે મુકામનો ધણી આવી જુવે છે કે એક જુવાન ખુબ સુરત ગાફેલ થઇને સુતો છે, તેની પાસે આવી બેશી ગયો. માનસીંગ જાગી આંખ મસળી જોવા લાગ્યો તો એક સખસ તેની પાસે બેઠેલો નજર આવ્યો. તેને જોતાંજ ગભરાઇને તે જગ્યોથી ઉઠી વાંકો વળી સલામ કીધી ત્યારે તેણે પુછયું કે તું કોણ છે કયાં જાય છે? અને આ જંગલમાં શું કામ આવ્યો છે? માનસીંગે કહ્યુ જે હું અલંકાપુરી જાઉ છું. સારૂં થયું કે તમારી મુલાકાત થઇ, હવે આગળ મરજી ઇશ્વરની. તેણે કહ્યું, એ જુવાન તું

આ ખ્યાલને મનમાંથી કાઢી નાંખ, કાં જાન ગુમાવે છે, અફસોસ છે કે તારા દોસ્તદારો કોઇ એવા નહીં હુતા જે તુને મના કરી નહી, માનસિંગે જવાબ દીધો કે હું કાંઇ મારે માટે નથી જતો, બીજાને માટે જાઉં છું. એમ કહી રજા લઈ જંગલ તરફ ચાલ્યો. થોડા દહાડા પછી એક સારા તલાવપર જઇ પોંહચ્યો; તેના કીનારા ઉપર બેસીને પાણી પીવા લાગ્યો. એટલામાં એક ખુબ સુરત દેવાંગના ચંદ્ર જેવી, માથાથી તે પગ તલક પદમણી જેવી પાણીમાંથી નીકળી. માનસિંગનો હાથ પકડી પાછી તેજ તલાવમાં ડુબકી મારી ગઈ. એટલામાં માનસિંગનો પગ જમીન ઉપર લાગ્યો તેવીજ આંખ ઉઘાડીને જોયું તો તે દેવાંગના સાથે એક ફુલફળના ભરેલા મોટા બાગમાં પોતાને જોઈ અચરત થયો. એવામાં તેનો હાથ મુકી તે ચાલી ગઇ. તે શેર કરતો આણીગમ પેલીગમનો તમાસો જોતો ફરતો હુતો; એક તરફથી હજારો દેવાંગના જર ઝવેરથી માથાથી તે પગ તલક જરીઆનમાં ગરક થયેલી આવી પુગી. માનસિંગને જબરજસ્તીથી પોતાની તરફ ખેંચવા લાગી; તેણુ કોઇની તરફ ઈચ્છા નહીં કરતાં માંથુ ઉંચું કરી જોયું કે એ કોણ છે, અને શું કરે છે, કેમકે તે પેલા નારદનું કહેલું યાદ કરી મનમાં કહેતો હુતો, કે એ માનસિંગ નહી થાય કે તારા બે કરારીના પગ ધસી તું જાણી જોઇને કેદમાં પડે. આકાશવાણી થઇ કે ખબરદાર હોંશીઆર રેહેજે જુલમાત એ છે. આખર તેઓ તેને એક એવા મકાનમાં લઇ ગયા જે તમામ ઝવેર અને લાલ આકુતથી બનેલું હતું. લાખો તસવીરો તેમાં હરએક તરફ લગાડેલી હતી. એક રતનનું તખત સારી વલણમાં મોટી ચતુરાઇથી મુકયું હતું. જ્યારે માનસિંગ તે સિંહાસનની પાસે પુગ્યો, ત્યારે તે સરવે દેવાંગનાઓ તસવીરની માફક દીવાલપર ચીત્ર થઇ ગઇ, હજારો દેવાંગના તે મેહેલની દીવાલમાંથી નીકળી. માનસીંગ એકલી તરફે અચરતથી જોઇ પોતાના મનમાં કેહતો હુતો, કે એ માહાદેવ એ શું હીકમત છે; આ કયાંથી નીકળી અને પેલીઓ કેમ દીવાલપર તસવીર થઇ ગઇ. આખર તે તખતની પાસેંજ ઉભો હતો, તેથી પોતાના જીવમાં કહેવા લાગ્યો કે એ માનસિંગ તું અહીંઆં સુધી પોંહોંચ્યો છે તો આ સિં-

હાસનપર બેસ. એવા વીચારથી તેણે દેવોમાં ઉત્તમ એવા કુબેરના સિંહાસનપર પગ મુકયો, તેવોજ તેમાંથી એક અવાજ તડાક કરીને નીકળ્યો. તેથી તેણે જાણ્યું કે એનો પગ ભાગ્યો હશે તેથી હેઠળ જોવા લાગ્યો, ત્યારે તે તખ્ત જેમનું તેમ હતું. ફરી તે ઉપર બેઠો ત્યારે ફરી તેમાંથી તેમજ અવાજ આવ્યો, તે અવાજની સાથે એક ખુબસુરત દેવાંગના દીવાલમાં તસબીર થઇ ગઇ હતી તેમાંથી નીકળીને માનસીંગની પાસે નાચરંગથી ચાલી આવી. માનસિંગે એ તરેહથી તેને જોઇને અચરત રહી પોતાના જીવમાં કેહવા લાગ્યો કે ઓ પરમેશ્વર આ તો હમણાં તસવીરના જેવી હતી ને ફરી કેમ કરીને આવી. નાચ નખરાંથી મોહ નાંખી આ તખતની આગળ આવી ઉભી છે, તેને જોતાંજ બે કરાર થઇ ચાલતો હતો, કે તેનો ઘુંઘટ ખોલીને તે પદમણીનાં રૂપ જોઇ તેને પેલી આકાશવાણી યાદ આવી. તેવુંજ સાંભળી જીવમાં કહેવા લાગ્યો કે હું એનો હાથ પકડીશ તો ફરી હું સહીસલામત બહાર જઈશ નહીં પણ એક વાર તમાસો જોવો જોઇએ કે એ મારો હાથ પોતેજ પકડશે ને હું એ જુલમમાંથી બહાર જાઊંછું નહીં. આખર તે એજ ઉમેદમાં બાર રાત ને દીન સુધી રત્નના સિહાસન ઉપર બેશી રહ્યો; જ્યારે રાત થતી ત્યારે દરએક મુકામમાં કપુરની મીણબત્તીઓ પોતાની મેળે રોશન થઇ હરએક તરફથી ગાયન વિગેરેનો અવાજ ચાલ્યો આવતો. અને જે તસવીરો દીવાલપર નકશી હતી તે જીવવાળી થઇને નાચતી હતી, કેટલીક દેવાંગનાઓ તખ્તની આગળ ઉભી થઇને માનસિંગને જોઈ હસ્તી હસ્તી તરેહ તરેહના મેવા તેની આગળ મુક્તી હતી, ગમે એટલું ખાતો હતો પણ તેનું પેટ ભરાતું ન હતું, ત્યારે હેરાન થઇને કહેતો કે ઓ ઇશ્વર હું એટલું ખાઉ છું, પણ પેટ નથી ભરાતું એનો શું સબબ છે. આખર એજ રીતે બાર દહાડા ગુજર્યા અને તેરમે દહાડે તેના મનમાં આવ્યું કે હું પોતાની તમામ ઉમર વીસ્કરમાની યુક્તિથી રચેલી આ કુબેરની પુરીમાં એટલે અલકાપુરીમાં રહીશ તો પણ આ મેવાથી પેટ ભરાશે કે નહીં ? આ મીજલસથી બહાર નીકળાશે ? અને રૂપસિંહ રાઠોડને જે વાયદા કરી મુકી આવ્યો છું તે વાયદા પ્રમાણે નહીં જાઉં તો તે મરી

જશે. તો ઈશ્વરને શું જવાબ દઇશ. આખર તે અપછરાનો હાથ પકડયો તેજ વખતે એક બીજી ખુબસુરત અપછરા તખ્તની નીચેથી નીકળી આવી, એક લાત એવી મારી કે માનસિંગ કયાંનો કયાં જઇ પડયો. માથું ઊંચું કરીને જોયું તો, તે અપછરા કે તખ્ત નજર આવ્યું નહીં, તેમજ બાગ પણ જોવામાં આવ્યો નહી. એક જંગલ સમશાન જેવું નજરે આવ્યું. પછી ત્યાંથી ચાલતાં કેટલાએક દહાડામાં ચંપાનગરી જઈ પુગ્યો. ગુણસુંદરીના માણસો તેને તેની હવેલી સુધી લઇ ગયા ગુણસુંદરીને અરજ કીધી કે, માનસિંગ સહી સલામત આવ્યો છે. તે સાંભળતાંજ તેણે બોલાવી પડદાની પાસે બેસાડી પુછયું કે શું ખબર લાવ્યો છે. માનસિંગે જે બીના પોતાની નજરે જોઇને ગુણસુંદરીને સરવે વ્રતાંત કહી સંભળાવ્યો. આ સાંભળતાંજ તેના આશ્ચર્યનો તો પારજ રહ્યો નહીં. પછી ગુણસુંદરી બોલી કે ઘણા થાકીને આવેલા છો માટે દસ દહાડા આરામ લ્યો; પછી બીજા પ્રશ્નનો જવાબ લેવા જાઓ. એટલે માનસિંગ ત્યાંથી ઉઠી ધર્મશાળામાં જઇ રૂપસિંહ રાઠોડને ઘણા હેતથી મળ્યો. પોતાની વીતેલી સર્વે વાત કહી સંભળાવી. દસ દહાડા પુરા થયા એટલે અગીઆરમે દહાડે ગુણસુંદરી પાસે બીજા પ્રશ્નનો જવાબ પુછવા લાગ્યો. ત્યારે તે બોલી કે એક માણસે પોતાના દેવાલયના દરવાજાપર એવું લખ્યું છે કે "ભગતીકર ને ગંગામાં ન્હા" તે માણસ કયે ઠેકાણે રહે છે તેની ખબર લાવ. જ્યારે આવાં વચન માનસિંગે ગુણસુંદરીના મોમાંથી સાંભળ્યાં ત્યારે ગુણસુંદરીને પુછયું કે એ માણસ કયાં છે ? ગુણસુંદરીએ કહ્યું કે હું શું જાણું. તેણીની ધર્મની મા બોલી કે એ ઠેકાણું ઉત્તર દિશામાં છે. માનસિંગ ઉઠી ઉભો થયો અને રૂપસિંહ રાઠોડને દિલાસો દઇ જંગલ તરફનો રસ્તો લીધો.

---

## બીજા પ્રશ્નની વારતા.

જ્યારે માનસિંગે ઉત્તર તરફનો રસ્તો લીધો ત્યારે તે વિચાર કરવા લાગ્યો કે હવે મારૂં કામ તે પરમેશ્વર પાર

પાડશે. માટે તેની ઉપર ભરોંસો રાખી કદમ આગળ ધરવા લાગ્યો. ઘણેક દહાડે એક મોટા બીહામણા જંગલમાં આવ્યો જ્યાં ઝાડપાનનો તો કંઇ સુમારજ નહીં હતો, સાંજનો વખત હતો તેથી એક મોટા ઝાડ નીચે બેસી આરામ લીધો. સાંજ પડતાંજ માનસિંગે એક દરદ ભરેલો અવાજ સાંભળ્યો. તે એકાએક ચોંકી ઉઠી પોતાના મનમાં કેવા લાગ્યો કે ઓ માનસિંગ તારા જેવોજ એક પુરૂષ આવી રીતે અફ્સોસ કરી રડે છે તેનું દુઃખ નહીં ટાળે? એટલું બોલી ઉભો થઇ જે જગ્યાએથી તે અવાજ આવતો હતો તે જગ્યા તરફ ચાલવા લાગ્યો. અંતે પોતાની મુરાદ પહોંચી. માનસિંગ ત્યાં જઇને જુવે છે. તો એક ખુબસુરત ચળકતો જુવાન પુરૂષ જમીન ઉપર બેશી બોરજેવાં આંસુ પાડી ધશકે ધશકે રડી બોલે છે, ક્યાં જાઉં, મારા દરદ ભરેલા હાલ વિષે કોને કહું, કારણ કે મારી ઉપર બેહદ આફત આવી ચુકી છે. માનસિંગ આગળ વધી તે જુવાનનો હાથ પકડી બોલ્યો, કે ઓ સુર્યના તેજના જેવા જુવાન પુરૂષ આ રીતે રડી તારો આવો હાલ શા માટે કીધો છે? તારી ઉપર એવી શી આફત આવી પડી છે. જેથી તેં તારૂં ઘરબાર, માતાપીતા સરવે છોડ્યાં છે અને આવી રીતે ભુંડી હાલતે મોત માગે છે. તારો સઘળો હેવાલ મને કહે; જેથી તે દુર કરવાને હું કોશીશ કરૂં. પરમેશ્વરની મહેરબાનીથી તારૂં કામ સફળ થશે. તે માણસે માનસિંગને જુવાબ દીધો કે; ઓ જુવાન પુરૂષ તારા બોલવા ઉપરથી મને એકીન આવે છે કે તું મારૂં કામ બજાવશે ખરો. ઓ સાચા માણસ અહીંઆંથી ચોદ જોજન દુર એક મોટું શેહેર છે એ શેહેર એટલું તો રળીઆમણું છે, અને તેમાં એટલા મોટા દોલતવાળા માનવીઓ રહે છે કે, જેનું બ્યાન કરવું મુશ્કેલ છે. ત્યાં મોતીશા નામે એક તવંગર વેપારી રહે છે. જેને એક ચાંદની સુરતની બેટી છે, રૂપ અને ગુણનો તો પારજ નથી. જ્યારે તે છોકરી રાત્રે સુવા જાય છે ત્યારે ચંદ્રમા પોતે ફરવા નીકળે છે. કારણ કે, તેનું રૂપ એટલું તેજ છે કે ચંદ્રમાને પણ પોતાનું મોં દેખાડવું શરમ ભરેલું લાગે છે. અરે તેનું જલેદાર મુખડું જોઇ હું દીવાનો બની ગયો છું. માનસિંગે કહ્યું કે તે છોકરી તારા દીઠામાં શી રીતે આવી.

તેણે જવાબ દીધો, કે એક વેળા હું થોડાક માલ લઇ તે શેહેરમાં વેચવા ગયો અને શેહેરને જોતાંજ મને ઇંદ્રપુરી યાદ આવી. હું ફરતો ફરતો તે મોતીશા વેપારીના મેહેલની હેઠળ આવી પુગ્યો. મેહેલની ઉપર નજર કરતાં એક ઓરત ઇંદ્રની અપસરા કરતાં સરસ મારી નજરે પડી. જેને જોતાંજ હું બેશુધ થઇ ગયો, પાછો હોંસમાં આવ્યો ત્યારે તે શેહેરના કેટલાક રેહેવાસીઓને તે ઓરત વિષે પુછયું તેઓએ મને જવાબ દીધો કે એ મેહેલ મોતીશા શેઠની છોકરીનો છે તે છોકરી હજુ કુંવારી છે અને તેના બાપે તેને પોતાને લાયક વર શોધી કહાડવાને છુટ આપી છે, તે છોકરી દરએક પુરૂષને ત્રણ પ્રશ્ન પુછે છે જે કોઈ તેના પ્રશ્નનો જવાબ આપશે તેની સાથે તે પોતે પરણશે. હજી સુધી કોઇ એવો નથી મળ્યો કે જેણે તેણીના પ્રશ્નને પુરા કીધા હોય. ઘણાક રાજાના કુંવર મહા સરૂપવાન છોકરાઓ તેની ઉપર દીવાના બની માર્યા ગયા છે આ સાંભળી હું તે મેહેલની અંદર ગયો. દરવાજે જઇને તે છોકરીને ખબર કીધો, તેણીએ મને અંદર બોલાવી રેશમી ગાલીચાપર બેસાડી કહ્યું કે, જો તું મારા ત્રણ પ્રશ્નો પુરા કરશે તો હું તારી થઇ રહીશ. મેં કહ્યું કે, તેમ કરવાને હું તૈયાર છું ત્યારે તે બોલી કે જો તું મારા પ્રશ્નો બજાવવામાં પછાત પડશે તો હું તને મારા ગુલામ તરીકે રાખીશ. મેં એ સરત કબુલ કરી તે છોકરી પાસેથી પહેલો પ્રશ્ન માગ્યો; તે બોલી કે આ શેહેરની નજદીક એક ઘણી ઉંડી ગભર છે તેનો છેડો અત્યાર સુધી કોઇને માલમ નથી માટે તે ખબર લાવ. બીજો પ્રશ્ન એકે દરરોજ રાત્રે જંગલમાંથી એક એવો અવાજ આવે. છે કે, જો મેં પરમારથનું કામ કીધું હોત તો આજ રાત્રે મને કામ આવત તે કામ શું છે ? ત્રીજો પ્રશ્ન એ કે માહારાક્ષસના હાથમાં એક સાહમોરો છે તે મને લાવી આપ. આ વચન સાંભળી લાચાર થઈ રજા લઇ હું મહેલમાંથી ઉતર્યો. મારો માલ, અસબાબ જે કાંઇ હતો તે સરવે લુંટી લઈ મને શહેરમાંથી બાહાર કાઢી મુકયો. જેથી હું આ અરણ્યમાં આવ્યો છું. એક તો મારો માલ ગયો અને બીજું તો આશકના તીરે મારૂં હૃદય વીંધી નાંખી મારી આશાઓથી જુદો પાડયો. માનસિંગે કહ્યું ફક્ત તું મને તે શેહેરમાં

લઇ જા. અને પછી જો કે તને તારી માશુક સાથે મેળવું છું કે નહીં. તે જુવાને જવાબ દીધો કે મને મારા માલની ગરજ નથી. ફક્ત મારૂં દીલ તે પદમણીના ચેહેરાની ખુબી ઉપર મોહીત થયું છે તે પદમણીનો મને મેળાપ જોઇએ. માનસિંગ તે જુવાનની સાથે તે શેહેરમાં ચાલ્યો. શેહેરને જોતાં તેની અચરતીનો પાર રહ્યો નહીં. મોટા મોટા તરેહુવાર બાગો, બગીચાઓ, મેહેલો એટલા બધા દીઠા કે પોતે પોતાની આટલી ઉમરમાં જોયા ન હુતા. તે ઇંદ્રપુરીની શોભા જોઇને માનસિંગ દીંગ થયો. આખર માનસિંગ મોતીશા વેપારીની છોકરીના મેહેલમાં આવી તે છોકરીને કહેવા લાગ્યો કે હું તારી સાથે પરણવા આવ્યો છું. તે છોકરી પડદો નાંખી બોલી કે, ઓ જુવાન પુરૂપ મારા ત્રણ પ્રશ્નનો જવાબ તું લાવી આપ. માનસિંગે કહ્યું કે પહેલાં તારો બાપ જે મોતીશા વેહેપારી કેહેવાય છે તેને બોલાવ, કે તે મને વચન આપે જો હું તારા પ્રશ્ન પુરા કરૂં તો જે માણસને તુને આપવા ચાહુ તેને આપી શકું. વેપારીની છોકરી બોલી કે, જ્યારે તું મારા પ્રશ્ન પુરા કરે ત્યારે હું તારીજ છું! તારે ગમે તેને આપજે. માનસિંગે કહ્યું કે તારા બાપને બોલાવ કે તેની સાથે હું સરત કરૂં; તે પ્રમાણે તેણીએ પોતાના બાપ મોતીશા વેપારીને બોલાવ્યો તેની સાથે માનસિંગે કબુલાત કીધી. પછી માનસિંગે પહેલો પ્રશ્ન માગ્યો તે છોકરી બોલી કે મારા શેહેરની પાસે એક ઉંડી ગબર છે તે ગબરનો છેડો કયાં છે તે કોઇને ખબર નથી માટે તેની શોધ કરી લાવ. માનસિંગ ઉઠયો, તેની સાથે પેલી છોકરીએ પોતાના માણસોને ગબરની નીશાન દેખાડવાને મોકલાવ્યાં. માનસિંગ તે ગબરની આગળ આવી પેલાં માણસોને કહેવા લાગ્યો કે હું આવું ત્યાં સુધી તમો અહીંઆંજ બેશી રહેજો. પછી માનસિંગે ગબરમાં ઉતરી ચાલવા માંડયું. આખો દહાડો ચાલી રાત્રે કોઈ ઠેકાણે મુકામ કરતો એમ ચાલતાં ચાલતાં એક દીવો દેખાયો, માનસિંગે વિચાર્યું કે હવે ગબરનો છેડો આવ્યો ખરો. પછી વિચારવા લાગ્યો કે જઇને તપાસવું જોઇએ. ચાલતાં ચાલતાં એક મોટું મેદાન નજર આવ્યું, તેમાંથી નીરમળ પાણી વેહેતું જણાયું. માનસિંગ પોતાની સાથે થોડીક બદામ, સાકર અને પાણીના

કુજો લાવ્યો હતો. જેમાંથી દરરોજ ત્રણ બદામ ને સાકર ખાઇ થોડુક પાણી પી ઇશ્વરની પ્રાર્થના કરતો. પોતાનો કુજો પેલા ધરામાંથી ભરી લીધો. પછી આગળ ચાલતાં કેટલેક દહાડે એક મોટી દીવાલ નજર આવી. ત્યાં એક દરવાજો હતો તેમાં દાખલ થયો કે કેટલાંએક ભુતોનું ટોળું માનસિંગની પાસે આવી પુગ્યું અને પોકારવા લાગ્યું. એટલામાં એક કાણુ ભુત આવીને બોલવા લાગ્યો કે " તુને ખાઊં; તારા બાપને ખાઊં, તારી માશુકને ખાઊં, તારા અટમ કટમને ખાઊં, આખોને આખો ગીલ જાઊં." તેમાંથી એક બોલ્યો કે આપણા રાજાનો હુકમ નથી કે આપણા દેશમાં આવેલા માણસને હુકમ વગર ખાવો. તમો જાણતા નથી કે આપણા રાજા આજ કેટલાંક વરસ થયાં બદહજમીના રોગથી હેરાન છે! કદાચ તે માણસથી સારૂં થશે તો આપણને ઈનામ મળશે. ત્યારે બીજા ભુતોએ જવાબ દીધો કે એમાં આપણું કાંઈ વળે નહીં ઘણાક માણસો આવી રીતે આવ્યા ને આપણા દેશમાં કેદ પડેલા છે. વધારે સારૂં તો એ છે કે એને આપણા સરદાર માંથા વીનાના ખવીસ પાસે લઈ જવો. જે તેને ગમે તેમ કરે તે પ્રમાણે માનસિંગને પોતાના સરદાર પાસે લઈ ગયા. તેઓના સરદારે તેઓને જવાબ દીધો કે શા માટે તમારા બાપને લાવ્યા છો એને છુટો મુકો કે જ્યાં ગમે ત્યાં ચાલ્યો જાય. તે ખવીસને દીલગીર જોઇને માનસિંગે પુછ્યું કે ઓ માહા વિકાળ ભુત શામાટે આટલો ગમગીન દેખાય છે. તેણે જવાબ દીધો કે, ઓ માણસ શું કહું સારા દુઃખની વાત! મારી ભુતડી આજ ઘણુંક થયું આંખના દરદથી હેરાન છે, ઘણા ઉપાયો કીધા પણ કશો ફેર જણાતો નથી. માનસિંગે કહ્યું કે, જો તું મને તારી ભુતડી આગળ લઇ જાય તો પરમેશ્વરની મેહેરથી હું તે દુઃખ સારૂં કરી સકીશ. ત્યારે તે સરદારે તેમ કીધું. માનસિંગે પેલો મોરો પાણીમાં ઘસીને તેણીની આંખે લગાડયો. એ પ્રમાણે ત્રણ દહાડા સુધી કીધા પછી તેની ભુતડીની આંખો સારી થઇ, તેથી પેલા ભુતનો સરદાર એટલો તો ખુશ થઈ ગયો કે માનસિંગને થોડા દહાડા પોતાના ભુતની રમતગમતમાં રાખી ઘણી ખાતરદારીથી મેમાનદારી કીધી. તેણે જ્યારે માનસિંગને ઘણું એક

જર આપવા કહ્યું ત્યારે માનસિંગે જવાબ દીધો કે મને જ-
રઝવેરની કશી દરકાર નથી. ફક્ત તારા રાજા પાસે મને લઈ
જા. તે ભુત સરદાર માનસિંગને પોતાના રાજા બાબરા પાસે
લઈ ગયો. અને બાબરા ભુતે ઘણું માન આપી પોતાની પાસે
બેસાડી બોલ્યો કે એ જુવાન આજ ઘણું થયું હું બદહજ-
મીના રોગથી આજારી છું માનસિંગે પુછયું કે જયારે તું
ખાવા બેસછે ત્યારે તારી પાસે કેટલા ભુતો હાજર રહે છે?
તેણે જવાબ દીધો કે મારા સઘળા હજુરી ભુતો મારી આ-
ગળ ઉભા રહે છે. માનસિંગે કહ્યું કે આજે હું પણ ઉભો
રહીશ. તે ભુતના રાજાએ ઘણી ખુશીથી કબુલ કીધું. જયારે
ખાવાનું લાવવામાં આવ્યું ત્યારે માનસિંગે સઘળી રકાબી-
ઓ થોડા વખત સુધી ઉઘાડી રાખી, પછી પાછી ઢાંકી રા-
જાને કહ્યું કે થોડા વખત સબુર કર કેટલોએક વખત ગયા
પછી માનસિંગે સઘળી રકાબીઓ ઉઘાડી તો તરેહવાર લે-
જતદાર પકવાનોને બદલે તેમાં સઘળા કીડા ચાલતા નજર
આવ્યા. ભુતનો રાજા જેનું નામ બાબરો હતું તે આ દેખાવ
જોઈ અજબ થઈ ગયો. પછી માનસિંગને કહેવા લાગ્યો કે
એ માહાપુરૂષ આનો અર્થ શું છે? માનસિંગે કહ્યું કે જયારે
તું ખાવા બેસે ત્યારે તારા તમામ ભુતની નજર તારા
જમવાના ઉપર પડે છે જેથી તારા પેટમાં તારૂં સઘળું ખા-
ધેલું પાછું જીવતુ થાય છે. આથી તને ખોરાક પચતો નથી.
જયારે હવેથી તું ખાવા બેસે ત્યારે હમેશાં તું એકલો બેસ-
જે. કોઇ તારા ચાકરોને તારી પાસે ઉભા રાખીશ નહીં પછી
બાબરા ભુતે કહ્યું કે મારી એક અરજ છે તે તું કબુલ કરી
તેનો ઈલાજ મને બતાવ. માનસિંગે કહ્યું કે જો મારા જીવ-
ની પણ તને ગરજ હશે તો તે પણ હું તને આપી દઈશ
માટે જલદી કહે કે તે અરજ શું છે? તેણે કહ્યું કે, અમારી
કોમ ઉપર યવન (અસુર) ના પેગમ્બરો ઘણું દુઃખ દેછે માટે
તે અશુરનો નાસ કર. એવું સાંભળી માનસિંગ પોતાના મ-
નમાં કહેવા લાગ્યો કે, હું હરેક માણસનું દુઃખ દુર કરૂંછું તો
ભુતોને દુઃખ આપનાર યવનના પેગમ્બરને કબજ કરૂં તો ખ-
રો. એમ કહી માનસિંગ ભુતના ટોળાની સાથે શોધ કરવા
ચાલ્યો. એટલામાં એક સમુદ્રના કીનારા ઉપર આવેલો પે-
ગમ્બર બોલ્યો કે આ પેલો ભુતનો રાજા આવે માટે સરવે

ઇલિમ તૈયાર રાખો. એટલે તે રાજાને કબજ કરી આ વજરની પેટીમાં નાંખી સમુદ્રમાં ડુબાવીએ. એવામાં ભુતનો રાજા બાબરો પોતાના છપન કરોડ ભુત સાથે તે સમુદ્રના કીનારા આગળ પોહચો. એટલે પોતાના માનીતા ભુતોને બોલાવી મુકરર કરી લડાઇઓ શરૂ કીધી. એવામાં પેગમ્બરે એલમો ફેંકવા માંડયા. આથી ભુતો મહા વિકરાળ પર્વતના જેવા બની પેલા પેગમ્બરની ઉપર પથ્થરનો વરસાદ વરસાવવા માંડેચો. તોપણ તે ડરતો નથી અને પોતાના ઇલમના જોરથી પથ્થરનો વરસાદ પોતા ઉપર વરસે તેની દરકાર રાખતો નથી. અને વધારે વધારે ઇલમ ફેંકવા માંડયા. જેથી આતસના ભડકા ભુતોની સેનામાં થવા લાગ્યા તેથી ભુતો ગભરાઇને પોતાના રાજા બાબરા પાસે જઇ પોકાર કરવા લાગ્યા. ઓ મારા બાબરા રાજા યવન લોકના તાપથી દાઝી બળુંછું, બા બળુંછું, ભા બળુંછું, મા દોડજો, પેગમ્બર આવ્યો, એવા પોકાર જોઈ માનસિંગને ઘણો ગુસ્સો થયો. તેથી તે પેગમ્બરની સામે જોઇને કહેવા લાગ્યો, ઓ પીર મરદ યવનના મોટા રાજા આ ગરીબ ભુતોને શા માટે દુઃખ દેછે? તે સાંભળતાંજ સુલેમાન ક્રોધ કરીને બોલ્યો કે તું એવો જોરાવર કોણ છે. જે નાદાન ભુતોની ફરિઆદ લઈ આવ્યો છે. તે નાપાકોને આજ મારે બાળીને, તેની રખ્યા કરીને આ પેટામાં ભરીને મહાસાગર મધ્યે નાંખવી છે. એવું સાંભળીને માનસિંગ પેગમ્બરની પાસે જઈ કહેવા લાગ્યો કે, તે પેટીમાં એવી શી હીકમત છે કે, છપન કરોડ ભુતોની એકઠી થયેલી રખ્યા રહેશે એવું સાંભળી સુલેમાન બોલ્યો કે મારા એલમમાં એટલું જોર છે કે કદી આખી પૃથ્વીના ભુતોને બાળીને તેની રખ્યા સમાવવી હોય તો સમાઈ શકે, એમ કહી તે પેટી માનસિંગના આગળ લાવી ઉઘાડીને તે કહેવા લાગ્યો કે તરત માનસિંગે તેનું ગરદન ઝાલી, પેટીમાં ઘાલી ઢાંકણું મજબુત બંધ કરી, લોઢાની સાંકળોથી બંધ બાંધીને પેલા ભુતોને હુકમ કીધો કે, આ પેટીને પાસીફીક સમુદ્રના મધ્ય ભાગમાં નાંખી પાછા આવો. આથી ભુતોનો રાજા, માનસિંગના પગ પાસે પડી બોલ્યો કે ઓ માનસિંગ મારા ઉપર તારો ઉપકાર ઘણો થયો છે. જો હું મારી આખી ઉંમરસુધી તારી ચાકરી ક-

રૂ તોપણ તેનો બદલો મેં તને પુરતો આપ્યો એમ કહેવાય નહીં. એટલું કહી બાબરા ભુતે સોના રૂપાથી ભરેલા કેટલાક ખુમચા તેમજ આકુત અને ઝવેર બેસૂમાર માનસિંગના પગ આગળ મુકી બોલ્યો, તને આપવાને લાયક બીજો મારી પાસે કાંઇજ નથી માટે આટલું આપુંછું. માનસિંગે કહ્યું કે હું એકલો એ સઘળું કેમ ઉચકી શકું, બાબરે ભુતે પોતાના ભુતો બોલાવી હુકમ કીધો કે આ સઘળો ખજાનો માનસિંગની સાથે લઇ જાઓ. અને એ જ્યાં કહે ત્યાં જલદી પોચાડી આવો. માનસિંગ ત્યાંથી રજા લઇ ભુતોની સાથે ચાલતો થયો, કેટલેક મહીને પેગમ્બરના દરવાજા આગળ આવી પોંચતાંજ મોતીશા વેપારીની છોકરીના માણુસોએ જ્યારે ભુતોને જોયા ત્યારે બીને નાસવા લાગ્યા. પણ માનસિંગે તેમને સાદ મારી પાછા બોલાવી કહ્યું કે, ઓ માણુસો તમો શું કામ બીઓ છો એતો હું માનસિંગ છું. ભુતો તે ગબરના મોં આગળ સઘળું જરઝવેર મુકી પોતાના મકાન તરફ ચાલતાં થયાં માનસિંગ તે સઘળું જરઝવેર ઉચકાવી ધરમશાળામાં આવી પોંચ્યો. પછી સઘળો ખજાનો પેલા વેપારીને આપી બોલ્યો કે, તારા એક પ્રશ્નનો ઉત્તર હું લાવ્યો છું. પછી તે છોકરી આગળ જઈ સઘળો હેવાલ કહી તેણીની પાસે બીજા પ્રશ્નની તાકીદ કીધી, તે બોલી કે દરરોજ એક એવો અવાજ આવે છે કે મેં પરમારથનું કામ કીધુ હોત તો આજ રાત્રે મને કામ આવત." તેનો પતો મેળવી લાવ. આ સાંભળી માનસિંગે તરતજ જંગલ તરફનો રસ્તો લીધો. આગળ ચાલ્યો એટલે એક ઝાડ નજરે પડયું તેની નીચે બેસીને પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. જ્યારે રાત પડી, ત્યારે પેલો અવાજ તેને કાને પડયો. માનસિંગ તરતજ ઉભો થઈ જે તરફથી અવાજ આવતો હતો તે તરફ જવા માંડયો. જ્યારે દહાડો ઉગ્યો ત્યારે માનસિંગ વિચાર કરવા લાગ્યો. કે, હવે હું કયાં જાઉ, જંગલમાં આણીગમ પેલીગમ જોવા લાગ્યો એટલામાં એક ગામડું તેની નજરે પડયું ત્યાં જઇને માનસિંગે થોડી વખત આરામ લીધો, પછી રાતને વખતે તેજ અવાજ ફરીથી સાંભળ્યો. માનસિંગ આગળ ચાલ્યો જતો હતો, એટલામાં માનસિંગને કાને એકાએક રડવાનો અવાજ સાંભળ્યો; માનસિંગ તે તરફ

થોડે નહીં ગયો, એટલામાં શેહેરની અંદર લોકોનું ટોળું એકઠું થએલું માલમ પડયું. ત્યાં લોકોને જઇને પુછવા લાગ્યો કે તમે શા માટે રડો છો, તેઓએ જવાબ દીધો કે અમારા શેહેરમાં દરરોજ એક મોટી બલા આવે છે; તે દરરોજ એક આદમીને ખાઇ જાય છે, જો અમે તેને તે પરમાણે એક આદમી નથી આપતા તો આખા શેહેરને માથે જુલમ કરે છે. આજે આ શેહેરના હાકેમનો છોકરો તેનો ભોગ થવાનો છે; એટલા માટે અમો રડીએ છીએ. માનસીંગે કહ્યું કે આ નામદાર સરદાર તે બલાની સુરત કેવી છે, તે તું મને કહે, તું ખાતરી રાખ કે તારા છોકરાને બદલે હું તે બલા આગળ જઇશ. તે હાકેમ તેની હીંમત ઉપર આકીન કરી બોલ્યો કે તું આ શેહેરનો રેહેવાશી હોય એમ જણાતું નથી, માનસીંગે જવાબ દીધો કે હજી મેં આ શેહેરનું પાણી પણ ચાખ્યું નથી, પણ વધારે વાર ન કરતાં તું મને કહે કે તે બલા કેવી છે? તે સરદારે તે બલાની તસ્વીર જમીનની ઉપર ચીતરી. માનસીંગે કહ્યું કે ચિંતા ના રાખો, પરમેશ્વરની કૃપાથી હું એ બલાનું દુઃખ તમારા સરવ ઉપરથી દુર કરીશ. જાણે આ સરદાર કે એને હલુકે કરીને કેહે છે. એની ઉપર ગમે એવી તેજ તલવાર હશે તો પણ તેનો ઘા પડશે નહીં માટે કહું તેમ કરો. તમારા શેહેરમાંથી એક આરસીવાળા પાસેથી બસો ગજ લાંબી અને બસો ગજ પોહોળી એવી મોટી એક આરસી બનાવી લાવો. તે પ્રમાણે તેઓએ આરસી બનાવી, માનસીંગના કહેવા પ્રમાણે જે જગ્યાએથી તે બલા આવતી હતી તે જગ્યાએ મુકી. તે આરસીને એક મોટી ચાદરથી ઢાંકી, માનસીંગે સઘળા લોકોને કહ્યું કે જેઓ આ બલાનો તમાસો જોવા માગતા હોય તેઓ મારી સાથે ઉભા રહો બાકીના સઘળા પોતપોતાને ઘેર જઇ સુઇ રહો. કોઇએ જવાબ નહીં આપ્યો પણ પેલા હાકેમનો છોકરો માનસીંગની સાથે રેહેવાને તૈયાર થયો. તે હાકેમે પોતાના છોકરાને સમજાવ્યો કે આ મહારાજા આ ખ્યાલ તું તારા મનમાંથી કાઢી નાંખ. તું જાણતો નથી કે તારે માટે મેં આટલો ખરચ કીધો છે છોકરાએ જવાબ દીધો કે જે મારે માટે મરવાને તૈયાર થયો તેને હું એકલો મેલું? ઘણુએ સમજાવતાં જયારે એ ન સ-

મજયો ત્યારે તેના બાપે તેને માનસિંગ સાથે રહેવા દીધો. જ્યારે રાત પડી ત્યારે અગાઉની માફક તેઓના કાને એક ઘણોજ બીહામણો અવાજ સંભળાયો તે અવાજ સાંભળતાંજ સઘળા લોકોના ચેહેરા ફીકા થઇ ગયા. એટલામાં તો દુરથી તે બલા એક ગુમ્બજની માફક દેખાઈ કે, નથી પગ, નથી હાથ, કે નથી ગરદન. પણ ફક્ત એક મોઢું હતું, તે પણ તેના શરીરમાં બેસી ગએલું અને તે મોહોડામાંથી બેસુમાર અગ્ની નીકળતો હતો. જ્યારે માનસિંગે જોયું કે તે બલા ઘણી નજદીક આવી પુગી. ત્યારે આરસી ઉપરથી ચાદર ઉંચકી નાંખી. હલુકે તેજ વખતે એવા જોરથી એક બાંગ મારી કે ગામનાં કેટલાંક માણસો બેહેરાં થઈ ગયાં અને સઘળું જંગલ ધ્રુજી રહ્યું. જ્યારે હલુકે પોતાનું ચીત્ર તે આરસીમાં જોયું ત્યારે લાલ પીળો થઈ જઇ એટલા જોરથી દમ ખેંચ્યો કે તેનું પેટ ફાટી ગયું. તે ફાટવાના અવાજથી ગામનાં બાકી રહેલાં સઘળાં આદમીઓ બેહોંશ થઈ ગયાં ને ગરભવાળી સ્ત્રીના ગર્ભ પડી ગયા. તેના પેટમાંથી રશી વેહેવા લાગી, તે એટલી તો વધી ગઈ કે આશપાસ લોહી અને પરૂનો એક મોટો દરિઓ થઈ ગયો. જ્યારે સઘળા આદમીઓ હોંશમાં આવ્યા ત્યારે જોયું કે હલુક મુવેલો પડેલો છે. બધા લોકો આવીને માનસિંગને પગે લાગી તેના મોતનું કારણ પુછવા લાગ્યા. ત્યારે માનસિંગે જુવાબ દીધો કે જ્યારે એ બલાએ પોતાની સુરત આરસીમાં જોઇ ત્યારે તે એમ સમજ્યો કે, આ કોઇ મારો શત્રુ આવ્યો છે, માટે તેને મારવો જોઇએ. એવા વિચારથી તેને ગળી જવાની મતલબથી તે બલાએ પોતાનો દમ એટલો તો જોરથી અંદર ખેંચ્યો કે તેનું પેટ ફાટી ગયું. આ સાંભળી સઘળાઓ માનસિંગની અક્કલની ઘણીજ તારીફ કરવા લાગ્યા ને પોતાથી બને તેમ દર એક જણે જરઝવેર લાવીને તેના પગ આગળ મુક્યું. માનસિંગે કહ્યું કે, ઓ પ્યારા દોસ્તો એ કામ પૈસાની લાલચથી કીધું નથી મેં એ કામ પરમેશ્વરને વાસ્તે કીધું છે. તેઓએ માનસિંગને પુછ્યું કે આ ગામમાં આવવાનો તારો સબબ શું છે, માનસિંગે કહ્યું કે દર રાતની વખતે જંગલમાંથી એક એવો અવાજ આવે છે કે મે સરમાર્થનું કામ કીધું હોત, તો આજ રાત્રે મને કામ આવત, એ અવાજની

તપાસ કરવાને વાસ્તે હું નીકળ્યો છું. ત્યારે તે હાકેમે જવાબ દીધો કે એ અવાજ અમો ઘણા વખતથી સાંભળીએ છીએ પણ માલમ પડતું નથી કે તે કયાંથી આવેછે જ્યારે રાત પડી ત્યારે માનસિંગ તે અવાજની તરફ રવાને થયો અને ચાલતાં ચાલતાં જ્યારે સવાર થયું ત્યારે એક મોટો પરવત તેની નજરે પડયો તે લાંબો તથા પોહોળો પાંચસો કોસ હતો જ્યારે માનસિંગ આગળ ચાલ્યો ત્યારે તેની નજરે એક ગંજાવર શેહેર દેખાયું તેની નજીક પુગ્યો અને જુવે છે તો ઇંદ્રનીપુરી જેવી મહા શોભાયમાન નગરી ઉજડ માલમ પડી. તે શેહેરમાં બાવન બજારો અને ચોરાસી ચોટાં હતાં ચોટાની મધ્યે એક રાજ્ય મેહેલ જોવા લાયક હતો. તેને હીરા માણેકથી જડેલી કમાનો હતી, માનસિંગ વીચાર કરવા લાગ્યો કે આવા રમણીક શેહેરમાં કોઈ માણસ નજરે પડતું નથી એનું કારણ શું હશે? એવો મનમાં વીચાર કરી રાજમેહેલના દીવાનખાનામાં એક બાજુપર જઇને બેઠો એવામાં સાંજ પડી એટલે શેહેરના રસ્તાઓ સાફ કરવા લાગ્યા અને પાણીથી બજારો છંટકોરવા માંડયાં. એવામાં ત્યાં અંદરથી એક મશાલ સળગાવી મોટા તખત પાસે એક માણસ આવી ઉભો. એટલામાં ચોપદારે નકી પોકારી તેથી તમામ રાજદરબારીઓ, રજપુતો સાડાસાત લાખ માહારાજાધિરાજની સાથે આવ્યા અને સૌ સૌને ઠેકાણે અદબથી ઉભા રહ્યા. જ્યારે રાજા તખતપર બેઠો ત્યારે સરવે દરબારીઓએ અદબથી સલામ કરી સૌ સૌના સ્થાનક ઉપર બેઠા. રાજાનો મુખ્ય દીવાન આવીને રાજાને સલામ ભરીને પાસેની ગાદી ઉપર બેઠો, અને નાચરંગ થવા માંડયો. થોડી વખતમાં તરેહ તરેહનું જમવાનું બનાવી સોના રૂપાના થાળો ભરીને ખવાસો આવ્યા, એટલે સરવે લોકો જમ્યા. પછી રાજા હાંક મારીને બોલ્યો કે "જો મેં પરમારથનું કામ કીધું હોત તો આ વખત મને કામ આવત." એવું બોલ્યો કે તરત તમામ રજપુતોએ પોત પોતાના હથીઆરો કાઢીને ઉઘાડી તરવારે એક બીજાનાં ગરદનો કાપવા માંડયાં, રડારોળ અને માહા ધમરોળના પોકાર થવા લાગ્યા. એવામાં સર્વ માણસ ગુમ થઇ ગયાં. તે માનસિંગ પોતાના મન સાથે કેહવા લાગ્યો, કે કોઇ રાજ ગોતર ગરદનથી અવગતે ગયું હોય, એવું મા-

ભમ પડે છે, પણ શી રીતે એ વાત પુછી શકાશે એવો વિચાર કરતાં આખો દહાડો કહાડયો; અને પાછી રાત પડી ત્યારે એજ પ્રમાણે થવા માંડયું, એટલે રાજાની નજર માનસિંગના ઉપર પડી. ત્યારે પોતાના હજુરીને કહ્યું કે જો આપણા ભાગ્ય સારાં હોય તો પગનપુરનો સુરિંદ્ર રાજાનો કુમાર માનસિંગ માહા કૃપાળુ અને પરદુઃખભંજન મળે તો આ દુઃખમાંથી આપણે મુક્ત થઇએ, એવું સાભળતાંજ માનસિંગ તે રાજાની પાસે જઈ કેહવા લાગ્યો કે એ ઇંદ્રના જેવા મહા પ્રતાપી રાજા તારે માથે આવું દુઃખ શું પડયુંછે, તે કૃપા કરી મને કહે, એટલે રાજા બોલ્યો કે, હે પ્રતાપી સુરિંદ્રના કુળદીપક કુમાર માનસિંગ, આ મારી બીના તું ધ્યાન રાખીને સાંભળ "પુર્વે હું આ નગરીનો રાજા હતો. મારે ત્યાં નવનીધી અને અષ્ટમાસીદ્ધિ હતી, પણ કોઇ દીવસ હું પરમારથનું કામ કરતો ન હતો. એવામાં મારા રજપુતોમાં માંહોમાંહે આવી રીતે બંડ જાગી એક બીજાને કતલ કરી અશુરગતીને અમો પામ્યા છીએ." માટે તું પરદુઃખભંજન નામથી ઓળખાય છે એટલે તું અમારૂં સર્વેનું ગયાજીમાં જઇને ઓદ્ધા સરાધ કરે એટલે અમો સરવે અવગતે ગયેલા મોક્ષે જઇએ, આ મારો ખજાનો બે સુમાર છે તે તારોજ છે. માટે તું પરમારથને અર્થે તારે ખુશામાં આવે ત્યાં વાપર. એવું કેહેતાં હાંક મારી એટલે માનસિંગ એક તરફની બાજુએ સંતાઇને ઉભો એટલામાં તો મારામારને કાપાકાપ થઈ. એક બીજાને ઝખમે કરી ગુમ થઇ ગયા. હવે માનસિંગે સવારમાં ઉઠી પેલા બાબરા ભુતનું સમરણ કીધું એટલે છપનકરોડ ભુતાવળ સાથે આવીને માનસિંગને મળી આજીજી કરી કેહેવા લાગ્યો, એ માહારાજાધિરાજ મારૂં શું કામ પડયું કે મને યાદ કર્યો. એટલે માનસિંગ બોલ્યો કે આ ખજાનો અસંખ્ય ભરેલો છે તે સર્વે તમારા ભુતો ઉંચકીને ગંગા અને ગયાને કાંઠે નાંખી આવો. એટલે ભુતોએ સરવે ખજાનો લઇ ગંગા તથા ગયાને કાંઠે મુકી આવ્યા, પછી માનસિંગ પણ ગયો. ગયાએ જઇને માનસિંગે પેલા અવગતીયા રજપુતનું ઓદ્ધા સરાધ કર્યું તેથી ગત થયા. તેનો સરવે પૈસો બ્રાહ્મણ, સાધુ, સંત તથા અભ્યાગત અર્થે વાપર્યો. ને ત્યાંથી ચાલ્યો એટલે સામેથી

એક કુવો દેખાયો ત્યાં એક માણસ ઉભો રહી કુવામાંથી પાણી કાઢતો હતો; એટલામાં હાથીની સુંઢવાળો એક કાળો શાપ પાણીની સપાટી ઉપર આવીને તે મુસાફરને કમરમાંથી પકડી તરત પાણીમાં જતો રહ્યો. માનસિંગ આ તમાસો જોઈ અફસોસ કરવા લાગ્યો કે, આ બીચારો ગરીબ મુસાફર કોણ જાણે કયાં જઈ પડયો હશે, મારે એની મદદે જવું જોઇએ. એમ વીચાર કરી કુવામાં કુદકો માર્યો. જ્યારે જમીનપર તેના પગ લાગ્યા ત્યારે તે કુવો કે સાપ જણાયાં નહી, પણ એક મોટું મેદાન તેની નજરે પડયું તેમાં બે સુમાર ઝાડો હરીઆળાથી ભરેલાં જોયાં. તે ઝાડોની વચમાં એક મોટો મેહેલ દેખાયો. મેહેલ તરફ માનસિંગ ગયો, ત્યાં જઈ જુવે છે તો સફાઈદાર જર ઝવેરથી સણગારેલાં દીવાનખાનાં તેની નજરે પડયાં. વચ્ચોવચમાં હીરામાણેકથી જડેલું એક તખ્ત મુકેલું હતું, તે તખત ઉપર અતી મોટા કદનો દેવરૂપિ જેવો ભુત સુતેલો હતો. માનસિંગે વિચાર કીધો કે એ ઉઠે તો હું એને પેલા મુસાફર તથા સાપ વિષે પુછું, એમ ધારી તે પેલા ભુતની નજદીક જઇને બેઠો. એટલામાં માનસિંગે જોયું કે પેલો સાપ મુસાફરને કમરમાંથી પકડીને બેઠો છે સાપે જેવો માનસિંગને જોયો તેવોજ તે માનસિંગની તરફ દોડી આવ્યો. માનસિંગે તે સાપને પોતાના ગુસ્સામાં એટલો તો જોરથી દાબ્યો કે તે સાપ મોહોડેથી બુમ પાડવા લાગ્યો. તેના અવાજથી પેલો ભુત જાગી ઉઠયો ને બોલવા લાગ્યો કે એ માણસ તું એને શું કામ મારે છે? એ સાપ નથી. એતો અમારો કાસદ છે, તું એને છોડી દે. માનસિંગે કહ્યું કે, જ્યાં સુધી એ પેલા માણસને છોડશે નહીં ત્યાં સુધી હું એને છોડીશ નહીં. ભુતે સાપને કહ્યું કે, ખબરદાર આ માણસ ઘણો જોરાવર માલમ પડે છે, કદાચ એ તારા પેટમાં જશે તો સઘળો બાંધો તોડી નાંખશે માટે હોંશીઆર રેહેજે. આ સાંભળતાંજ તે સાપના બે હોઠ જે માનસિંગના હાથમાં હતા તે ચીરીને માનસિંગ તે સાપના પેટમાં જતો રહ્યો ભુતે ગમે એટલું કહ્યું પણ તે સાપ માનસિંગને ગળી ગયો. માનસિંગે એકાએક આકાશથી એક અવાજ સાંભળ્યો કે એ માનસિંગ તું જે ઘરમાં છે તેને તારા કટારથી ચીરી નાંખ કે તું પેટમાંથી બહાર આવશે. અગર

નહીં તો કેટલાક કાળસુધી આસપાસના પેટમાંજ રહેશે. માનસિંગ પાસેકાંઈ પણ હથીયાર નહી હતાં. પણ અંદર શોધ કરતાં કંઇ સુવરની દાતરડી જેવું એટલે સુવરની મોટી વીકાળ દાઢ જેવું માનસિંગના હાથમાં આવ્યું, તે લઇને માનસિંગે તેનું પેટ ચીરી નાંખ્યું કે તરતજ એક મોટો દરીયો પેદા થયો. પાણી એટલું તો વધવા લાગ્યું કે માનસિંગ તેમાં ગોથાં ખાવા લાગ્યો. જ્યારે એક કલાક પછી પાણીનું જોર નરમ પડયું ત્યારે માનસિંગના પગ જમીન ઉપર લાગ્યા. આંખ ઉઘાડીને જુવે છે તો ભુત, સાપ, કુવો કે બાગ નજરે પડયો નહીં. પણ એક મોટું મેદાન દીઠામાં આવ્યું. જેમાં હજારો માણસો હારબંધ ઉભેલાં દેખાયાં, કેટલાંક મરવા જેવાં અને કેટલાંક મરણ પામેલાં દીઠાં. તેઓ સઘળાં સુકા લાકડા જેવાં થઇ ગયાં હતાં તેમાં પેલો મુસાફર પણ હતો. માનસિંગે જઈને તેને પુછયું ત્યારે તે બોલ્યો મને તેમજ આ સઘળા માણસોને એક સાપ લાગ્યો છે. માનસિંગે તેઓની આગળ સઘળી હકીકત કહી જણાવી ત્યારે તેઓ સઘળા માનસિંગને પગે પડયા. અને જાણ્યું કે હવે એ બલા તેઓથી દુર થઇ છે. પછી તેઓ નમીને પોતાને ઘેર ગયાં માનસિંગે ચીન તરફનો રસ્તો લીધો. થોડાક દહાડા પછી એક બીહામણા જંગલની નજદીક આવી પહોંચ્યો એટલામાં એક માણસ ખુબસુરત રાજા જેવો જોવામાં આવ્યો તે રાજા માનસિંગને આવતો જોઇને કેહેવા લાગ્યો કે, ઓ માનસિંગ હું તારી વાટ ઘણા દહાડાથી જોઇને આ જગ્યો ઉપર ફરૂંછું કેમ જે તું મારો જમાઇ છે કારણ કે તારી બાલ્યાવસ્થામાં તારાં લગ્ન મારી છોકરીની સાથે કર્યા છે તે છોકરી હાલ ઉમર લાયક થઈ છે. અને તારી ખબર કઢાવતાં માલુમ પડયું કે માનસિંગ મુસાફરી કરવા સારૂ મુલકે મુલક અને દેશો દેશ ફરે છે માટે તમારી હું આ જગ્યા ઉપર વાટ જોઇ ફરૂંછું, અને મારૂ શેહેર અહીંથી નજદીક છે, એવું સાંભળીને માનસિંગ પોતાના મન સાથે કેવા લાગ્યો કે આ એક અચરત જેવી વાત લાગેછે; કેમકે મારે બાપે મને તે વિષે કોઇ દીવસ વાત કરી નથી, અને આ માણસ બોલેછે કે તું મારો જમાઈ છે, એમ વિચાર કરીને તે ધુતારાના રાજા સાથે માનસિંગ ચાલ્યો, અને થોડે દુર ગયો એટલે એક સુશોભાયમાન ન-

ગર તેની નજરે પડ્યું, તે નગરનું નામ ધુતારા પટ્ટણ હતું, તેનો રાજકર્તા ધુતારસીંહ નામે હતો, તે શેહેરની ભાગોળે જઇ જુવે છે તો, કેટલાએક ધુતારા તેની નજરે પડ્યા. માનસિંગને આવતો જોઇને તે સામા દોડી આવ્યા અને તેનો હાથ પકડી પોતાના શેહેરમાં લઇ ગયા, ઘણી ખાતર બરદાસ કરી પોતાના મેહેલના શુસોભીત ભભકાદાર દીવાનખાનામાં ઉતાર્યો અને પોતાની છોકરીને હુકમ કર્યો કે "આ માણસ આવ્યો છે તેને તું રાતના વખતે મારી તેની પાસેથી રીંછની એક છોકરીએ મોહોરો આપેલો છે, તે લે એટલે આપણું કામ થશે" એવું કેતાંવાંત તે ધુતારી પોતાના મહેલમાં દાખલ થઇ, અને એક સજ્યા એવી કપટની બનાવી કે જેની નીચે મોટી કટારીયોના ઝાડ જેવા ફરસા ખોશી મુકયા છે, તેના ઉપર છત્રપલંગ ઢાળી એક મજબુત મોટી ચાદર પાથરી તેને માલમ પડે નહીં કે આ કપટ છે, માનસિંગનો હાથ પકડીને પોતાના મેહેલમાં લાવી અને ઘણી નરમાશથી બોલી કે તમે આ પલંગપર બેસો એટલે હું પાન સોપારી વીગેરે લઇને આવું એમ કહી તે છોકરી નીચે ઉતરવાને ગઇ અને માનસિંગે પેલા પલંગપર બેસવાનો ઇરાદો કર્યો પણ તેના મનમાં કેહેવા લાગ્યો કે આ કંઇ કપટ જેવું લાગે છે એમ કરી પોતાની તલવાર તથા ઢાલને પલંગપર મુકયાં તેવાંજ નીચે પડયાં અને જુવે છે તો નકરાં કટાર માલમ પડયાં એટલે માનસિંગે પેલી ધુતારી નીચે જતી હતી તેનો ચોટલો ઝાલી ભોંયપર નાંખીને કેહેવા લાગ્યો કે ઓ માહા પાપની કરનારી તે આવાં કેટલાંએક પાપ કીધાં હશે આજે તુંને જીવતી છોડી દેવાનો નથી એટલે તે ધુતારી બોલી કે ઓ રાજકુમાર તું મને છોડી મુક કેમ જે આજ હું તારીજ છું હવેથી આવાં કામ નહીં કરૂં, એમ કહી ઘણાં કાલાંવાલાં કરવા લાગી એટલે તેને દયા આવી અને તેને છોડી મુકી પોતે બીજા પલંગપર બેઠો અને પેલી ધુતારી તેની અસ્તુતી કરી કેહેવા લાગી કે આજથી આવાં કરમ નહીં કરૂં એમ કહી ધીરજ દીધી.

માનસિંગે ચીન તરફનો રસ્તો લીધો થોડા દહાડા પછી એક શેહેરની નજદીક પોંહોંચ્યો દરવાજાની અંદર દાખલ થતાં તેને દરવાનોએ અટકાવી કહ્યું કે તું કયાં જાય

છે પેહેલાં તુંને હમારા રાજા પાસે આવવું પડશે પછી જ્યાં તારૂં મન ચાહે ત્યાં જજે, આ સાંભળી માનસિંગ બોલ્યો કે ઓ દરબારીઓ તમારા જેવું હું પણ માણુસ છું, શું કામ મને શેહેરમાં જતો અટકાવો છો. જો તમારી ખુશી હોય તો ચાલો, હું તમારા રાજા પાસે આવવાને તૈયાર છું, પછી તેઓ તેને પોતાના રાજા આગળ લઈ ગયા. જ્યારે રાજા આગળ ગયો ત્યારે રાજાએ પુછયું કે ઓ મુસાફર તું કોણ છે, કયાંથી આવ્યો છે, અને તારૂં નામ શું છે ? ત્યારે માનસિંગે જવાબ દીધો કે ઓ રાજા હું પગનપુરનો કુંવર છું, મારૂં નામ માનસિંગ, ને મારા બાપનું નામ સુરિંદ્ર છે. મારો ઇરાદો ચીન જવાનો છે. પછી માનસિંગે તે નગરનું નામ પુછયું. રાજાએ જવાબ દીધો કે આ નગરીને રાજંદ્રી કરીને કહે છે. મારે ત્યાં મારી છોકરી, જે કોઇ મુસાફર અહીંઆં આવે છે તેને ત્રણ પ્રશ્ન પુછે છે, તે પ્રશ્નનો જવાબ આપતું નથી. તેને તે છોકરી ગરદન મારે છે. અને તે સઘળા ખુનનો ભાર મારી ગરદન ઉપર રહે છે. પણ આજ સુધી કોઇ પણ બાપે પોતાની છોકરી મારી નાંખી નથી તેથી મારી છોકરીને મારી નાંખવાની હિંમત ચાલતી નથી. માનસિંગે આવાં વચન સાંભળી તે રાજાને દીલાસો દઈ તેની ખાતરી કીધી કે તે પરમેશ્વરની મહેરથી તારા ઉપરનું દુઃખ હુ નીવારણ કરીશ. આટલી વાતચીત કીધા પછી માનસિંગ તે છોકરીના મેહેલમાં ગયો. ને માનસિંગ આવ્યાની ખબર થવાથી તે છોકરી શણગાર પેહેરી તૈયાર થઈ, માનસિંગને અંદર બોલાવ્યો તેનું રૂપ જોઇ માનસિંગ ઘણોજ અજબ થયો. છોકરીએ ઉઠીને માન આપી તેને એક સોનાના તખત ઉપર બેસાડી પોતે ખુરશી ઉપર બેઠી તે છોકરીએ પોતાની માને બોલાવી હળવેથી કહ્યું કે ઓ મારી વાહલી મા આ ખુબ ચેહેરાના જુવાન ઉપર મારૂં દીલ લાગી રહ્યું છે ને એના પ્યારે મારા દીલમાં ઘર કીધું છે, કારણ કે એ કોઇ મોટો ખાનદાન નજર આવે છે, પણ અફસોસ સવારે તો એ માર્યો જશે. તેણીની મા બોલી કે જ્યારે પરમેશ્વરે તારી અને તારા બાપની ઉપર આવીજ રીતનો સતમ કીધો છે. તો તેમાં તારી ઉપરનું દુઃખ આ માણસથી જતું રહેશે. માનસિંગ બોલ્યો, હવે તું મને કહે કે મારી સાથે

તારે શું કામ છે? ને શા માટે તું મુસાફરોને જીવથી મારી નાંખે છે. ત્યારે તેની મા બોલી એ જુવાન જ્યારે રાત પડેછે. ત્યારે આ છોકરી છાકટી થઇ જાયછે અને મોંમાંથી ખાલી બકવા કરે છે પછી તે મુસાફરને ત્રણ પ્રશ્ન પુછેછે અને જ્યારે તેનાથી ઉત્તર નથી અપાતો ત્યારે તે છોકરી તેને પોતાની નજીક ખેંચે છે. અને તરવાર લઇ તેનું શીર છેદે છે. પછી માનસિંગ વિચાર કરવા લાગ્યો કે, એક વખત જોઊં તો ખરો કે અહીંઆં મારૂં આયુષ છે. યા મોત છે. એટલામાં માનસિંગ આગળ લેજતદાર ખાવાનું આવ્યું, માનસિંગે કહ્યું કે જ્યારે હું તમારૂં કામ પારપાડીશ ત્યારેજ ખાઇશ કારણ કે કામને એક કોરે મુકવું અને પેટ ભરી તરેહવાર પકવાન ખાઇ જીવ આપવો એ અક્કલથી દુર છે. તે છોકરીની મા બોલી કે મને માલમ પડે છે કે મારૂં કામ તારા હાથેજ પાર પડશે; ઇશ્વર તુને હર તરફથી બનતી મદદ પોહોંચાડશે. જ્યારે રાત થઇ ત્યારે સઘળા માણસો મેહેલમાંથી બહાર ગયા અને મેહેલના દરવાજા બંધ કીધા. જ્યારે એક પોહોર ગયો ત્યારે તે છોકરી દીવાની થઇ ગઇ ને બક બક કરવા લાગી પછી માનસિંગ તરફ ફરીને બોલી કે એ મુરખના સરદાર તુને જરા પણ અક્કલ ન આવી કે ચાલી ચલાવીને તું મોતના ફંદમાં આવ્યો છે તો મારા પ્રશ્નનો જવાબ આપ, માનસિંગે કહ્યું કે જલદી બોલ? તારા પ્રશ્ન તે શું છે. તે બોલી કે દરીયાનું એવું કયું ટીપું છે કે જેમાંથી જીવ પેદા થાય છે. માનસિંગે વીચાર કરી કહ્યું કે તે ટીપું માણસના ભેદનો પડદો ખુલનારૂ છે એટલે કે તે બુંદ છે, કે જેમાંથી જીવ નીપજે છે. પછી બીજો પ્રશ્ન પુછયો કે એક એવો કયો મેવો છે કે જે માણસને સરવે મેવાથી મીઠો છે. માનસિંગે જવાબ દીધો કે તે મેવો ફરજંદ છે. પછી ત્રીજો પ્રશ્ન પુછયો કે જે કોઇપણ માણસને નહીં જોઇયે પણ જે પહેલે અથવા છેલ્લે માણસ આગળ આવે છે. માનસિંગે જવાબ દીધો કે તે મોત છે. આ સાંભળી તે છોકરી માથું પછાડી કરી ધ્રુજવા લાગી અને નીચું જોઇ પછી ખુરશી ઉપરથી જમીન ઉપર ટુટી પડી પેટમાંથી એક તંબોળીઓ નાગ પેદા થયો જે માનસિંગ તરફ એકદમ દોડતો આવ્યો માનસિંગે વિચાર્યું કે એને મારૂંછું તો એક જીવની

ઘાત થશે અને નથી મારતો તો મારો જીવ જશે. પછી જે-વો નાગ આવ્યો કે તેવોજ તેને ગરદનમાંથી પકડી પીતળ-ના એક મજબુત વાસણમાં બંધ કરી એક માણસપુર ઉંડી જમીન ખોદીને તેની અંદર તે વાસણમાં બંધ કરી એક ચુના મરોડાથી મજબુત પુરીને તે જમીન બંધ કીધી અને તે છોકરી આગળ આવી તખતપર બેઠો. જ્યારે રાતનો એક પોહોર બાકી રહ્યો ત્યારે તે છોકરી હોશમાં આવી અને પોતાના મોં ઉપર લુગડું નાંખીને બોલી કે એ દીવાના પુરૂષ તું કોણ છે અને તું અહીં શા માટે આવ્યો છે. મા-નસિંગે કહ્યું કે તું આટલી વારમાં મને ભુલી ગઇ? તેંજ મ-ને ગઇ કાલે બોલાવ્યો હતો, તે છોકરીએ બાંગ મારી પો-કારી પોતાની મા અને ચાકરોને બોલાવી માનસિંગને ત્યાં-થી લઇ જવા કહ્યું જ્યારે તે છોકરીની મા નજદીક આવી ત્યારે તે છોકરીએ તેને કહ્યું કે આજે આ મુસાફર જીવતો કેમ રહ્યો છે. પછી માનસિંગે તે છોકરીના બાપને બોલાવી સરવે બીના કહી. તેના બાપે માનસિંગને કહ્યું કે મારા વચન પ્રમાણે હું તને માહારી આ છોકરીને પરણાવી આ-પું છું. માનસિંગે તે મજુર કીધું અને લગ્ન કરી તે છોકરી સાથ ત્રણ મહિના રહ્યો, અને રાતદહાડો એક બીજાની સા-થે મેલાપથી ખુશીમાં રહેતાં જ્યારે તે છોકરીને દહાડા રહ્યા ત્યારે માનસિંગે રજા લીધી, તેથી પોતાની રાણીને કહ્યું કે, મારૂં વતન પગનપુર નામે નગરમાં છે અગર જો તને છોક-રો થાય તો આ નીશાની આપી તેને પગનપુર મોકલાવજો, એમ કહી પોતાનો કટાર તથા રૂમાલ આપ્યાં. પછી ઘણોક દીલાસો આપી પોતાને કામે નીકળ્યો અને ચાલતાં ચાલતાં એક જંગલમાં આવ્યો કે એક બુઢો માણસ ઝાડતળે બેઠો હતો તેણે માનસિંગની પાસે ભીક્ષા માગી, તેથી માનસિંગે પોતાની હાથની વીંટી કહાડી તે બુઢા ભીખારીને આપી, તે ભીખારીએ એવી રીતે અવાજ કીધો કે, કેટલાએક ચો-રો એકદમ નાકળી આવી માનસિંગની સાથે વાત કરતા ક-રતા ચાલ્યા, થોડે રસ્તે ગયા નહીં એટલામાં એક કુવો આ-વ્યો; જેમાં તેઓએ માનસિંગને કેટલાએક જખમો કરી લુ-ટીને ગાંસડી બાંધી નાખી દીધો અને સઘળા. નાશી ગયા. માનસિંગને જ્યારે પેલા ચોરોએ લુટીને જખમી કીધો, ત્યારે

તેણે તેમને ઘણુએ સમજાવ્યું કે તમો શું કામ કરો છો, જો તમને ધનની ગરજ હોય તો તમો ચાહો તેટલું આપવાને તૈયાર છું પણ તેઓએ હરગેજ માન્યું નહીં અને માનસિંગને આવી હાલતમાં નાખી નાશી ગયા. માનસીંગની આગળ પેલા રીંછની છોકરીનો આપેલો મોહોરો રહ્યો હતો તે તેણે થુંકમાં ઘસીને પોતાના જખમ ઉપર લગાડયો, જેથી તે જખમ રૂઝાયાં. માનસિંગે કુવામાં એક દેખાવ જોયો કે જેમાં એક પુરૂષ કહેતો હોય કે માનસીંગ તું કાંઇ ફીકર ના કર, આ કુવાની અંદર બેશુમાર ખજાનો તે માહાદેવે તારેજ નામે દાટેલો છે ઉઠ અને લે. કારણ કે હજુ તારાથી ઘણાંક ઉપકારનાં કામ આ દુનીઆમાં થવાનાં છે. જ્યારે તું આવી રીતે તારૂં દીલ ભગ કરી નાખશે ત્યારે તીર્થંકરનાં કામો શી રીતે બજાવી લાવશે. માનસીંગ ઉઠયો અને જૈનદેવનું સ્મરણ કીધું અને માનસીંગે બીજી રાત્રે ફરીથી સ્વપ્નું જોયું જાણે એમ કહ્યું કે આવતી કાલે બે માણસો આ જગ્યાએ આવી પુગશે, તેઓ તુને કુવામાંથી બહાર કાઢશે તેની મદદથી તું આ ખજાનો તારા સ્વાધીનમાં લેજે. માનસીંગે કહ્યું કે બે માણસો સાથે હું આટલો બધો ખજાનો શી રીતે લઉ જવાબ એવો સમજ્યો કે, બે માણસ પુરતાંછે જ્યારે સવાર પડી ત્યારે રાતમાં કહ્યા પ્રમાણે પેલા બે પુરૂષો એટલે માન ભદ્રવીર તથા ઘંટાકરણ કુવાની આગળ આવી લાગ્યા અને માનસીંગને બહાર કાડયો માનસીંગે તેઓને પેલા ખજાના વીશે વાત કહી, તેઓની મદદથી પેલુ સઘળું ધારેલુ ધન ખોદી કાઢયું. પછી પેલા બે પુરૂષોને તે સઘળું ધન આપી પોતે થોડું લઇ પેલા ચોરોની શોધમાં ચાલ્યો આખર તે ચોરોના પત્તા મેળવ્યા, અને તેઓને આવું પાપનું કામ ન કરવા માટે ઘણી નસીયત કીધી કે, આ પરમેશ્વરથી વીમુખ થએલા જામો જરઝવેરની ખાએશ રાખતા હો તો આવો મારી સાથે હું તમને મન પુરતું ધન આપું કારણ કે તમારી પાસે તમારૂં ગુજરાન કરવાને કાંઇ નથી, તેથી આવો ધંધો તમો લઇ બેઠાછો. તમો માણસ જાતને દુઃખ દેવાથી તોબા કરો, હું તમને એટલું તો ધન આપું કે તમો વંશપરંપરા વાપરશો. તે સઘળાઓએ કબુલ કીધું કે જો અમારી પાસે ધન હોય તો અમો આવો ધંધો શું કામ કરીએ. અંતે માનસિંગે રસ્તે

જતાં એક ભુખથી અધમુવો થએલો કુતરો તેને મળ્યો જેની જીભ તદન બહાર નીકળી આવી હતી. માનસિંગે વિચાર્યું કે, કદાચ આ જંગલમાં વણજારાનું ટોળું આવ્યું હશે, જેને લગતો આ કુતરો હોવો જોઇએ. જ્યારે તે કુતરો નજદીક આવ્યો ત્યારે માનસિંગે તેને બગલમાં ઉચકી લીધો, અને કોઇ પાણીવાળી જગ્યા શોધવા લાગ્યો, કે જો પાણી મળે તો તે પાઇને કુતરાનો જીવ ઉગારૂં. ચાલતાં ચાલતાં દુરથી એક ગામડું નજર આવ્યું તે ગામડામાં આવ્યો ત્યારે ત્યાંના લોકો તેનો આગળ જવની રોટલી અને છાશ લાવ્યા જે તેણે કુતરાને ખવડાવી પછી તેને થોડું પાણી પાયું કુતરાએ તેમ કીધા પછી પોતે ખુશી થઇ ગયો હોય તેમ દેખાવ કીધો; ત્યાર પછી તેની આગળ અદબથી બેઠો. માનસિંગ આ મામલો જોઇ પરમેશ્વરની તારીફ કરવા લાગ્યો કે આવા એક કમીના જાનવરને પણ તે પરમકૃપાળુ પરમેશ્વરે આટલી મોટી અકલ બક્ષી છે; એટલામાં તે કુતરાના માથામાં કંઇ ખીલાફેણી જેવું માનસિંગને દેખાયું. માનસિંગે તપાસી જોયુ તો માલમ પડયુ કે, લોઢાનો એક મોટો ખીલો તેના માથામાં ઠોકેલો છે. તે ખીલાફેણી જોરથી માનસિંગે બહાર ખેચી કાઢયો; તેવોજ પેલો કુતરો એક ખુબસુરત જુવાન થઈ માનસિંગની આગળ ઉભો રહ્યો. આ જોઈ માનસિંગ ઘણો અજબ થયો, પછી પુછયુ કે પરમેશ્વરના વહાલા સત્રુ કહે કે તું કોણ છે. પહેલા તુ કુતરાની સુરતમાં હતો અને જ્યારે આ ખીલાફેણી મેં તારા માથામાંથી ખેંચી કહાડયો ત્યારે તું આદમાની સુરતનો થઇ ગયો, તે જુવાને પોતાનું માથું માનસિંગના પગ ઉપર મુકી કહ્યું કે ઓ નામદાર હું જાતે માણસ છું મારો હેવાલ તને શું કહું પણ જ્યારે તે મારી ઉપર આટલી મોટી દયા કીધી છે ત્યારે મારાથી તને કહ્યા વગર રહેવાતું નથી જાણે ઓ ધરમી પુરૂષ કે હું ચીન દેશનો મોટો વેપારી છું મારા બાપ પાસે બેહદ ખજાનો હતો, મારો વેપાર ઘણો મોટો હોવાને લીધે મને બહાર ગામ મુસાફરી કરવી પડતી, થોડાક વખત પછી મેં એક ખુબસુરત જુવાન ઓરત સાથે સગપણ કીધું પણ તે ઓરત બદફેલીના કામોમાં મારા એક હબસી નોકર સાથે મસગુલ હતી. જ્યારે મુસાફરોથી મારે ઘેર આ-

વી રાતના મેં બીછાના ઉપર આરામ કીધો ત્યારે મારી બેવફા ઓરત ઉંઘમાં હબસીના ભેળી સુતી એટલે હું જા-ગ્યો. એવું જોઇ પાછો ઉંઘવા લાગ્યો એટલે ઉંઘમાં મારા માથામાં એ મોટો ખીલાફેણી ઠોકયો કે તેવોજ હું એક કુતરાની સુરતે બની ગયો અને ભુખ્યો તરસ્યો તને મળ્યો. અને તેં મારી ઉપર ઉપકાર કરી મને જીવતદાન દીધું. માનસિંગે તેને કહ્યું કે એ ખીલાફેણી તું તારી પાસે રહે-વા દેજે અને જો તારી બૈરી ઉપર વેર લેવા ચાહાતો હોય તો બરોબર તક સાધી તારી બૈરીના માથા ઉપર મારજે કે તે બીલાડી થઇ જશે. પછી વાત કરતાં કરતાં જે શેહેરમાં તે વે-પારી રહેતો હતો, તે શેહેરમાં આવી પહોંચ્યો. પેલા જુવાન માણસે માનસિંગને પોતાને ઘેર આવવાને ઘણા કાલાવાલા કીધા. જેવો તે જુવાન પોતાના ઘરમાં દાખલ થયો તેવાજ તેના ચાકરો તેને જોઈ ઘણા ખુશી થયા અને પોતાની શેઠા-ણીના બેફેલોનું સઘળું બ્યાન કેહેવા લાગ્યા, તે પોતાના સુ-વાના ઓરડામાં જઇ જુવેછે તો તેની બાયડી પેલા ગુલામની સાથે સુતેલીછે. તરતજ તેણે તરવાર મ્યાનથી ખેંચી પેલા ગુ-લામનું માથું કાપી નાંખ્યું, અને પેલી ખીલાફેણી પોતાની બાયડીના માથામાં ઠોકયો કે તેવીજ તે બીલાડી થઇ ગઇ પછી દોરીથી બાંધી તેને માનસિંગની આગળ લાવ્યો, માન-સિંગે તેની હિંમત જોઈ તેને ઘણી સાબાશી આપી, પછી માનસિંગને તેણે પોતાના ઘરમાં ઘણાક દહાડા રાખી ઘણી ખાતરદારીથી મેમાનગતી કર્યા પછી રજા આપી. માનસિંગ તે મોતીશા વેપારીની છોકરીના મેહેલમાં આવ્યો તેવીજ દરવાનોએ જોઇને અંદર ખબર કીધી કે તરતજ તે છોકરી-એ માનસિંગને પોતાની પાસે બોલાવી પરદેહનશીન થઇ તેને સોનાની ખુરશી ઉપર બેસાડી ઘણી માયાથી પોતાના પ્રશ્નનો જવાબ પુછયો. માનસિંગે પેહેલેથી છેલે સુધી જે જોયું હતું તેનું વિગતવાર બ્યાન કીધું ત્યારે તે છોકરી બો-લી કે એ જુવાન તું સર્વે સાચુજ કહે છે. તારા બોલવા-માં લેશ પણ અસત્ય નથી કારણ કે તે અવાજ હમણાં આ-વતો બંધ થયો છે. હવે મારા ત્રીજા પ્રશ્નનો જવાબ તું મને લાવી આપ, માનસિંગે તે પ્રશ્ન પુછયો ત્યારે તે છોકરી બો-લી કે માહા રાંક્ષસના હાથમાં એક શાહા મોરો છે. તે મ-

ને લાવી આપ, માનસિંગે કહ્યું કે તે પણ પરમેશ્વરની મેહેરબાનાથી પાર પડશે. પછી ધરમશાળામાં આવી પેલા જુવાનને મળ્યો. માનસિંગે તેની આગળ સઘળો ખુલાસો કરી કહ્યું કે એ ખુબસુરત જુવાન તારા બે પ્રશ્નો મેં પરમેશ્વરની મહેરથી પુરા કીધા છે, અને આ ત્રીજાની ખબરે હું જાઉંછું એ પ્રશ્ન પુરા થશે કે તને તારી માશુક મળી એમજ જાણ. એવો ઘણોએક દીલાસો દઇ માનસિંગ પોતાને કામે નીકળ્યો પછી વીચાર કરતો કરતો એક ઝાડ નીચે બેઠો આખરે તેના મનમાં આવ્યું કે એનો પતો પેલા ભુતના બાદશાહ પાસેથી મળશે માટે તેની ફરી મુલાકાત લેવી જોઇએ, એમ કહી તે ગબરમાં પાછો પડયો. આખરે તે ભુતના રાજાને એટલે બાબરા ભુતના શહેરમાં આવ્યો, ચોકીવાળા ભુતોએ અંદર જઇને માનસિંગના આવ્યાની ખબર કીધી કે તરતજ બાબરો ભુત પોતાના તખત ઉપરથી ઉતરી મેહેલના બાહાર માનસિંગને સામો લેવા આવ્યો. માનસિંગને જોતાંજ તે તેને ભેટી પડી ઘણી આબરૂ ઇજત આપીને પોતાના ભુતની કચેરી કરી પોતાના તખતની ઉપર પોતાની પાસે બેસાડી તેના આવવાનું કારણ પુછ્યું. માનસિંગે કહ્યું કે મારે માહા રાક્ષસની પાસેથી શાહામોરો લેવા જવું છે. બાબરે જવાબ દીધો કે, એ વાહલા માનસિંગ એ ખ્યાલ તું મનમાંથી કાઢી મુક કારણ કે માહારા જબરજસ્ત ભુતોની પણ તાકાત નથી કે રાક્ષસના મુલકમાં પગ મુકી શકે. માનસિંગે કહ્યું કે એ કામ મેં મારે માટે ઉઠાવ્યું નથી, પણ મારા જેવા એક માણસને માટે ઉઠાવ્યું છે, જે પરમેશ્વર મને અહીં લાવ્યો છે, તેજ મને સહીસલામત પોચાડશે. ફકત હું એટલું માગુછું કે તું મારી મદદને માટે તારા એકાદ બે ભુતને મારી સાથે મોકલ કારણ કે મને રસ્તાની ખબર નથી. આખરે બાબરા ભુતે માનસિંગની અરજ કબુલ કીધી. અને પછી પોતાને ત્યાં થોડાક દહાડા રાખી ઘણીજ મેરબાનીથી તેની સેવા કીધી. જ્યારે માનસિંગ પોતાને કામે નીકળવાને તૈયાર થયો ત્યારે ભુતના રાજાએ પોતાના કેટલાક મોટા ભુતોને માનસિંગની સાથે જવાને ફરમાવ્યું અને હુકમ કીધો કે માનસિંગને તમો સહીસલામત માહા રાક્ષસની હદ સુધી લઇ જાઓ જ્યાં સુધી

માનસિંગ પાછો ફરે નહીં ત્યાં સુધી તમો તેજ ઠેકાણે બેસ જો. પછી ભુતો હુકમ મુજબ માનસિંગને લઇ ગયા અને માહા રાક્ષસના મુલક સુધી થોડા દીવસમાં આવી પોંહોંચ્યા. તેઓએ માનસિંગને ત્યાં ઉતારી કહ્યું કે હવે અમારાથી વધારે આગળ જવાય નહીં કારણ કે, માહારાક્ષસ કોઇ પણ પારકી જાતનાને પોતાના દેશમાં જીવતા રેહેવા દેતા નથી, ત્યાંથી પછી માનસિંગે પગે ચાલવા માંડ્યું. થોડા દહાડા પછી એક મોટો પહાડ દેખાયો જેની ટોચ આકાશ સાથે લાગેલી હતી. અને તે પહાડની ઉપર એટલાં તો ઝાડો ઉગ્યાં હતાં કે તે પહાડની પેલે પાર શું છે તે તદન જણાતું નહીં હતું. માનસિંગે તે પાહાડની ઉપર રાક્ષસીઓનું એક મોટું ટોળું જોયું અને તેઓને બોલતાં સાંભળ્યું કે પેલો માણસ જે આપણી સામે આવે છે તેને જીવતો મુકવો નહીં કારણ કે તે પાહાડ ઉપર ચડવાનો ઇરાદો રાખે છે પછી તે રાક્ષસીઓનું ટોળું નીચે આવ્યું અને માનસિંગને પકડી પાહાડ ઉપર લઇ પુછ્યું કે તું ક્યાંથી આવ્યો છે, આ જગ્યોએ શું કામ છે. અને તુને આંહી કોણ લઇ આવ્યું માનસીંગે કહ્યું કે જે ઇશ્વરે તમોને અને મને ઉત્પન્ન કર્યાં તેજ પરમેશ્વર મને આ ઠેકાણે લઇ આવ્યો. અને હું એક શેહેરથી આવ્યો છું તેમાંથી એક જણ બોલ્યો કે હવે અમને ખબર પડી તુને મોતીશા વેપારીની છોકરીએ મોકલ્યો છે. કારણ કે તેણીને શાહમોરાની ગરજ છે. માનસિંગે પોતાના દીલમાં વિચાર્યું કે જો હમણાં હું સાચું કહું છું તો જીવથી માર્યો જાઉ છું, અને જો જુઠું બોલશું તો પરમેશ્વરનો ગુન્હેગાર થાઉ છું, તેથી વધારે સારૂં એજ છે કે ચુપ રેહેવું એમ વિચારી માનસિંગે તેઓને કાંઇ જવાબ દીધો નહીં, પછી તેઓએ પોતાના મનમાં મસલત કરીને માનસિંગને અગનીમાં નાંખવાનો વીચાર કરી મોટાં મોટાં લાકડાં લાવી સળગાવી તે માનસિંગને નાંખ્યો. માનસિંગે તેઓનો વીચાર આગળથી જાણીને પોતાના મોમાં રીંછની છોકરીએ આપેલો મોહોરો રાખ્યો હતો. તેથી તેને કાંઇ ઇજા થઇ નહીં. જ્યારે અગનીનાં ભોલાં આકાશ તરફ ઉડવા લાગ્યાં ત્યારે રાક્ષસોએ વિચાર કર્યો કે બળી ગયો હશે. તેથી તેઓ ત્યાંથી જતા રહ્યા. જ્યારે સઘળું બળતું પાંચ

દહાડા પછી ઓલવાઈ ગયું ત્યારે માનસિંગ બહાર આવી પરમેશ્વરની પ્રાર્થના કરી આગળ ચાલ્યો, ત્યારે તેજ રાક્ષસોએ તેને ફરીથી જોયો; અને તેની પાસે દોડતાં આવી પુછ્યાં અને કહ્યું કે એ માણસ તું આ જગ્યાએ કેમ આવ્યો છે. તારા જેવાજ એક માણસને આજ છ દીવસ ઉપર આગમાં બાળી મુકયો હતો, તે તુંજ છે કે બીજો. માનસિંગે કહ્યું કે તમારા જેવા બેવકુફો આ દુનિયામાં બીજા કોઇજ નહીં હશે, કારણ કે જે કોઇ આગમાં બળે તે પાછો જીવતો થાય એમ કદી સાંભળ્યું નથી. એ દુષ્ટો હું તેજ માણસ છું કે જેને તમોએ આગમાં બાળી મુકયો હતો. એ ગધેડાના રાજાઓ પરમેશ્વર મારી ઉપર એટલો તો મહેરબાન છે કે તમોએ ગંજાવર આગમાં મને બાળી નાંખ્યો પણ તમો દુષ્ટોનું કાંઇ વળ્યું નહીં તેઓ આ સાંભળી એટલા તો ગુસ્સે થઈ ગયા કે માનસિંગને આગળના કરતાં મોટી આગ સળગાવી તેમાં નાંખ્યો. એવી રીતે ત્રણ વખત માનસિંગને તેઓએ આગમાં નાંખ્યો. જ્યારે તેઓએ જોયું કે એ બલા આગમાં પણ બળતી નથી ત્યારે તેઓએ તેને એક ઉંડી ખાઈ ખોદી તેમાં નાંખ્યો. અંતે પરમેશ્વરની મેહેરથી તે ખાઇમાંથી પણ માનસિંગ સલામત બહાર નીકળ્યો. ત્યારે તેઓએ તેઓના મુલકમાં એક મોટો ખારો સમુદ્ર હતો તેમાં માનસિંગને નાંખી દીધો. તેવામાં તેને એક મોટી માંછલી ગળી ગઇ, જ્યારે માનસિંગે જોયું કે, હું સમુદ્રમાં ગોથાં ખાતો નથી. પણ તેને ઘણીજ ગરમી લાગવા માંડી ત્યારે જાણ્યું કે હું કોઇ એક જાનવરના પેટમાં છું. જ્યારે તે માંછલીએ જોયું કે આ બલા હજમ થતો નથી; ત્યારે સમુદ્રને કાંઠે આવી માનસિંગને ઓકી કાઢી પાછી પાણીમાં દોડી ગઈ. માનસિંગ થોડાક વખત સુધી બેહોશ જેવો પડી રહ્યો. કારણ કે ઘણી ભુખ અને તરસથી ચાલવાની તાકાદ નહીં રહી. ત્યારે પરમેશ્વરને યાદ કરવા લાગ્યો અને સઘળી તરફ જોવા લાગ્યો એટલામાં રાક્ષસીઓનું એક બીજુ ટોળુ તેને જણાયું. તે ટોળુ માનસિંગની આગળ આવીને પુછવા લાગ્યું કે તને આ જગ્યાએ કોણ લાવ્યું? માનસિંગ બોલ્યો કે મને પરમેશ્વર લાવ્યો. મને એક માંછલી ગળી ગઈ હતી, તે પાછી દરીઆને કીનારે નાંખી ગઈ. અને જો

તમારામાં પરમેશ્વરે દયા રાખી હોય તો મને કંઇ ખાવાપીવાનું આપો, કારણ કે હું ઘણોજ ભુખ્યો તરસ્યો છું. તેઓએ કહ્યું કે, અમે તુને ખાવાનું કેવી રીતે આપી શકીએ. કારણકે અમારા રાજાનો એવો હુકમ છે કે, જો કોઇ માણસ યા ભુત અમારા મુલકમાં આવે તો તેને જીવથી મારી નાંખવો. ત્યારે તેમાંથી એકે જવાબ દીધો કે, એ પ્યારા એ કયાં રાજા અને કયાં આપણે આ બીચારો પોતાની મેળે કંઇ આવ્યો નથી, પણ પરમેશ્વર જાણે કે એને માંછલી કયાંથી ગળી ગઇ એની આવરદાએ જોર કીધું છે તેથી એ જીવતો રહ્યો છે એ માણસ છે તેથી આપણા કરતાં મોટો છે એટલા માટે આપણને લાજમ છે કે એને આપણે ઘેર લઇ જઇએ ત્યાં એની ચાકરી કરીએ. ત્યારે બીજાઓ બોલ્યા કે જો આપણે એને ખાવા આપીએ અને રાજાને ખબર પડે તો તે આપણને જીવતા મુકવાનો નથી. ત્યારે માનસિંગે જવાબ દીધો કે, જો મને મારી નાંખવાથી તમને ફાયદો થતો હોય તો તમે ખુશીથી તેમ કરો, હું મરવાને તૈયારછું ત્યારે કેટલાએકે જવાબ આપ્યો કે આપણા રાજાનો મુલક સાતસો કોસ દુર છે. માટે અહીંયાં કોણ આવે છે. અને જાય છે, ને કોણ પુછે છે. આખરે તેઓ માનસિંગને પોતાને ઘેર લઇ જઇ તેને ખવરાવી પીવરાવી ખુબ તાજો કીધો. હરરોજ તેઓ માનસિંગની સાથે વાતમાં મસગુલ થતાં તેની વાત તેઓને એટલી દીલ પસંદ લાગી કે માનસિંગની સોબત તેઓને ઘણીજ ફાયદા કારક માલમ પડી. એક દહાડો તેઓએ માનસિંગને કહ્યું કે હેવ તું અમને ખરૂં કહે કે અહીંઆં આવવાનો તારો સબબ શું છે? માનસિંગે સઘળી વાત અવલથી આખર સુધી તેઓને એવી રીતે સમજાવી કે તેઓના દીલમાં ઘણીજ અસર થઇ. તેઓ તેને ઘણી મેહેરબાનીથી પુછયું કે આટલી બધી રંજ અને મેહેનત ખેંચવાનું તને શું કારણ છે. માનસિંગે કહ્યું કે માહારે માહા રાક્ષસ સાથે કામ છે. તેઓ બોલ્યા કે એ નાદાન તું માહારાક્ષસનું નામ નાદે કારણ કે જો તેને માલમ પડશે કે અમે એક માણસને આશરો આપ્યો છે તો તે તને અને અમને આ બધાને મારી નાખશે. માનસિંગે કહ્યું કે જ્યાં સુધી મારી તેમજ તમારી હયાતી છે ત્યાં સુધી કાળનો પણ ભય નથી, કે આપણા

જીવને હાની પુગાડે અને જો તમને ધાસ્તી લાગતી હોય તો મને બાંધીને તમારા રાજા પાસે લઈ જાવ અને જે ફરમાવે તે કરો. તેઓએ જવાબ દીધો કે પેહેલાં અમે તારીપર પ્રીતી અથવા દોસ્તી તરીકે રાખ્યો અને હવે તને મારી નાંખવાને માટે લઈ જઈએ તો તે ઘણું શરમ ભરેલું કહેવાય. માનસિંગે કહ્યું કે આખર મને જરૂર તમારા રાજા પાસે જવું છે માટે તમો કાંઇ તદબીર કરી મને તમારા રાજા સાથે મેળવો. પછી તેઓએ વિચાર કરીને પોતામાના એકને રાજા પાસે મોકલ્યો તે રાજા પાસે અદબદી ઉભો રહી, કહેવા લાગ્યો કે ઓ મહારાજા અમારા હાથમાં કાળા સમુદ્ર આગળથી એક સુરજના તેજ મીસાલનો માણસ આવ્યો છે. તે એવો તો સરૂપવાન છે કે આપણા મુલકમાં હજારો માણસો અત્યાર સુધી માર્યા ગયાં પણ તેની બરાબરનું રૂપ હમેએ કદી જોયું નથી તે સાથે એવો તો કાબેલ હકીમ છે કે કંઇ તારીફ મારી જુબાનથી થઈ શકતી નથી. એવી રીતના ઘણાએક સીપારસના સુકનો બોલી રાજા પાસે અરજ ગુજારી. રાજાએ તેને હુકમ કીધો કે તાકીદથી તેને મારી આગળ લાવી હાજર કરો, તે રાક્ષસ ઉડતો ઉડતો પંદર દહાડે પોતાને મુકામે આવી પહોચ્યો અને જે વાત પોતે રાજા પાસે કહી હતી, તે સઘળી કહી સંભળાવી. માનસિંગે તેની ઘણી એક તારીફ કીધી, પછી તેઓએ માનસિંગની સાથે રથમાં બેસી આકાશ મારગે ઉડવા માંડયું. હવે માનસિંગના આવ્યાની ખબર માહા ભુતના દરેક દેશમાં ફેલાઈ, જેથી માનસિંગને લાખો રાક્ષસોઓનુ ટોળું જે રસ્તે માનસિંગ જવાનો હતો, તે રસ્તે જઇ ઉભુ રહ્યું કારણ કે તેઓએ વિચાર્યુ કે રાજાના શેહેરમાં જઇ માનસિંગને જોઇ સકાશે નહીં. તેઓમાં પદમાવતી રાક્ષસણીની છોકરી હરસોધ નામની જે રૂપમાં પુરી હતી તેને પણ માનસિંગને જોવાનું મન થયું તે વખતે છોકરી પોતાની મા પાસે આવી રજા માગી કે ઓ મારી વ્હાલી માતા હું આપણા બાગમાં સેલ કરવા જાઊં છું. તેની માએ જવાબ દીધો કે તારા બાપ પાસેથી રજા લઈ સુખેથી જા. પછી તે પોતાના બાપ પાસેથી રજા લઇ પોતાની દાશીઓ સાથ પોતાના બાગમાં ફરવા ગઇ અને પોતાના બાપ પાસેથી માસ એકની રજા લીધી હતી

મારે મોજ માણવાને પોતાની દાશીઓ સાથે ફરવા જતી વખતે પોતાના બાગમાં કદી નહીં જોયેલો ભભકો કરી પોતે જરઝવેરમાં ગુંથાઇ ગઈ હતી. રાક્ષસો માનસિંગને ઉચકી આકાશ મારગે ઉડતા હતા તે બાગ નજદીક થઈ જતા હતા તે વાત જ્યારે હરસીધને કાને પડી તે વખતે તેણીએ નીશ્ચે કાધો કે મારે એ માણસ સંગાત જરૂર મોબત કરવી. પછી પોતાની દાશોઓનો વિચાર પુછવા લાગી, તેઓ સઘળીઓએ જુવાબ દીધો કે ઓ મારી વ્હાલી કુંવરી જો તારો પકકો ઠરાવજ હોયતો હુમો માનસિંગને તારી નજદીક હાજર કરીએ તેણીએ તે કબુલ કીધું પેલીઓ ઉડતી ઉડતી જ્યાં માનસીંગ ભુતો સાથે સુતો હતો ત્યાં આવી અને માનસિંગને તેમજ પેલા ભુતોને ઊંઘેલા જોઈ માનસીંગને બેહોશીની દવા સુંગાડી ઉચકી પોતાની કુંવરી હરસીધના મેહેલમાં લાવી, જ્યારે પેલા ભુતોએ જોયું કે તે માણસ પોતાના હાથથી ગયો ત્યારે તેઓએ દરએક ઠેકાણે તપાસ કરવા માંડી પણ જ્યારે કોઇપણ ઠેકાણેથી માનસિંગનો પત્તો નહીં મળ્યો ત્યારે સઘળાઓએ વીચાર કીધો કે આપણે રાજા પાસે જવું નહીં. કારણ કે રાજાને જો માનસિંગ ગયાની ખબર પડશે તો બેશક આપણને જમને હવાલે કરશે. પેલી તરફ હરસીધના મેહેલમાં માનસિંગ મોજ કરતો હતો ત્યારે મહાભુતના રાજાને ઘણોજ ચીંતા પેદા થઇ તેણે દરએક ઠેકાણે તપાસ માટે જાસુદો મોકલાવ્યા. તેઓને અંતે પકડયા, એટલે રાજા પાસે અરજ કીધી કે હુમો જ્યારે રાતના સુતેલા હતા, તે વખતે એ માણસ કયે ઠેકાણે ગયો હશે? કદાચ એનું મુચ જેવું તેજ જોઈ કોઇ રાજકુંવરી એની ઉપર આશક પડી એને ઉડાવી લઇ ગઇ હશે, માટે તેની તલાસ કરવાને તમો નામદાર રાજા અમને થોડા દીવસની મેતલ આપો. એવામાં પદમ રાક્ષસીની છોડી માનસિંગને પોતાની સાથે તેડીને મોહા રાક્ષસના રાજા પાસે આવી એટલે રાજા ઘણું હરખવાન થયો અને પોતાની પાસે બેસાડી માનસિંગના આવવાનું કારણ પુછયું માનસિંગે કહ્યું કે ભુતના રાજા બાબરાના મુખમાંથી તમારી તારીફના બેહદ સુખનો સાંભળી આ મુલક જોવાનો મેં પકકો ઇરાદો અને બેહદ સંકટ વેઠી અતરે આવ્યો. રાજાએ પુછયું કે ઓ ગુણથી ભરેલા આદમી મારા છોકરાની આંખો

આજ કેટલા વરસ થયા બંધ રહી છે તે કેમે કરી ઉઘડતી નથી. મારા મુલકમાં કોઇ એવો ચાલાક તબીબ નથી જે મારા છોકરાની આંખો સાફ કરે, મને એજ એકલો છોકરો છે અને મારી સઘળી ઉમેદો એના ઉપર છે પણ તે કીરતારે મારા અતી વાહાલા છોકરાને તેના જન્મ પછી સુખનો એક દહાડો પણ સારો ગયો નથી. માનસિંગે ઘણોક દીલાસો દેઇ જવાબ દીધો કે તમે નામદારે એ વાતની કશી ફીકર ચીંતા કરવી નહીં. એ તમારા છોકરાની આંખો હું સાજી કરી સકીશ. રાજાએ માનસિંગને વચન આપ્યું કે તેના બદલામાં તું જે માગશે તે હું તારા પગ આગળ લાવી હાજર કરીશ. માનસિંગે પાણીને રીંછની છોકરીના આપેલા મોહોરામાં ઘસીને તે છોકરાની આંખોમાં લગાડયું કે તદન દેખતો થઇ ગયો. માનસિંગને પગે પડયો. માનસિંગે તેને પોતાની બગલમાં લઇ ઘણા પ્યારથી બકી કરી પોતાની પાસે બેસાડયો, રાજાએ બેસુમાર જરઝવેર માનસિંગના પગ આગળ લાવી મુકયું કે એ ગરીબપરવર મેં આ કામ જરને માટે નથી કીધું પણ જશને માટે કીધું છે. આટલું બધું જર મને એકલાને શા ખપનું છે પણ જે વચન તેં મને આપ્યું છે તે વચનથી તું સાબેત રહે, માહારાક્ષસે જવાબ દીધો કે તે વચન પ્રમાણે હું ચાલવાને તૈયાર છું. ધર્મપુર્વક પ્રતિજ્ઞા લઇ કહુંછું કે તું મારી પાસે જે જે માગશે તે હું તને આપીશ, માનસિંગે કહ્યું કે તમો નામદાર પાસે જે શાહમોરો છે તે મને આપો. મહારાક્ષસે તરતજ નીચું જોઇ માનસિંગને તે માગવાનું કારણ પુછયું પછી પોતેજ બોલ્યો કે એ મોરો મોતીશા વેપારીની છોકરીએ તારી પાસે મંગાવ્યો હશે. પછી તે મોહોરો માનસિંગને આપીને બોલ્યો એની પાસેથી એ હું પાછો લઇશ. માનસિંગે કહ્યું કે પેલા જુવાનનાં એ છોકરી સાથ લગ્ન થયા પછી વરષે દહાડે તું તે લઈ લેજે જેવો માનસિંગે તે મોહોરો પોતાના હાથમાં લીધો કે જમીનની અંદરનું દાટેલું સઘળું ધન તેની નજરે પડયું. માનસિંગ એ મોહોરાની ખુબીથી ઘણો અચરત પામ્યો. પછી ત્યાંથી નીકળી ભુતોના રાજા બાબરાના શહેરમાં પેલા ભુતોની સાથે આવી પોંહોંચ્યો ત્યાંથી પેલી ગબરમાં થઇને પેલી છોકરીના મેહેલ તરફ આવી તે મો-

હોરો તેને આપ્યો. પછી તેણીના બાપને બોલાવી પેલા જુવાનની સાથે પરણાવી. તે પછી દસમે દહાડે તે છોકરીની પાસેથી પેલો મોહોરો ગુપ્ત થઈ ગયો જેથી તે રડવા લાગી. માનસિંગે તેણીને દીલાસો દીધો કે મેં તારા ધણીને એટલું તો ધન આપેલું છે કે તે ધનનો છેડો કદી આવવાનો નથી ત્યાંથી પછી ગુણસુંદરીના પ્રશ્નની સોધમાં માનસિંગ નીકળ્યો. ચાલતાં ચાલતાં એક ગંગા નદીને કીનારે જઈ પુગ્યો જ્યાં એક મોટો મહેલ હતો તે તરફ કદમ ધરી આવીને જુવે છે તો તેના દરવાજાપર ભતી કર અને ગંગા ન્હા એમ લખેલું છે. આ જોઈ માનસિંગે પોતાના મનમાં ખુશી થઇ ધાર્યું કે હવે મારી મુરાદ પાર પડી જશે. અંદર દાખલ થતાં થોડા ચાકરો આવી માનસિંગને પોતાના ધણી પાસે લઇ ગયા. જ્યારે માનસિંગ પેલા બુઢા માણસ પાસે ગયો ત્યારે પોતાના સીંહાસન ઉપરથી નીચે ઉતરી માનસિંગને ઘણી મેરબાનીથી ભેટયો. ઘણું એક માન આપી પોતાની પાસે બેસાડી પોતાના માણસોને તરેહ તરેહનું જમવાનું લાવવા હુકમ કર્યો. જ્યારે તેઓ જમી રહ્યા ત્યારે માનસિંગે કહ્યું ઓ માહારૂષી તમારા દરવાજા ઉપર જે લખ્યું છે તેનો અરથ શું છે. ત્યારે તે ઘરડા માણસે જવાબ દીધો કે હું અગાઉ એક ચોર હતો અને દરેક માણસના ઘરમાં ખાતર પાડી માલ લઈ જંગલને રસ્તે લઈ જતો અને કોઈ કોઇ વખત હું મજુરી કરતો હતો. દરરોજ રાતમાં ખાતર પાડી સવારમાં ગંગામાં નાહ ગંગાની પુજા કરતો હતો. અને એવું કહેતો હતો કે, એ કામ મહાદેવની ભક્તિ કરવા સારૂ કરૂં છું એવી રીતે થોડાક દીન ગયા પછી એક દીવસે હું માંદો પડયો અને મોતની અણી ઉપર આવ્યો એવામાં બેસુધીની હાલતમાં એક જમ આવી મને હાથ પકડી નરકના કુંડ તરફ લઇ ગયો અને કહ્યું કે તારે માટે આજ મકાન છે પછી મને કુંભીપાકના ઉપરીને સ્વાધીન કીધો, તે મને કુંભીપાકમાં નાંખતો હતો; એટલામાં બે શીવના ગણ આવીને મારો હાથ પકડી પોતાની તરફ ખેંચવા લાગ્યા અને બોલ્યા કે, અમો એને નહીં છોડીશું કારણ કે આ માણસની જગ્યાં તો કૈલાસમાં કીધેલી છે માટે તું એને છોડી દે. પછી મહાદેવના દેરા પાસે લાવી મહાદેવનાં દરસન કરાવ્યાં

એટલે આકાશ વાણી થઇ કે હજુ એની ઉમ્મર બાકી છે અને તે માણસ બીજો છે જેનું નામ પણ એવુંજ છે પછી તેઓ મને ગંગાને કીનારે પોચાડી પોતાના ભંડારી કુબેરને આજ્ઞા કરી એટલે અને નહીં ખુટે એવો અખુટ ભંડાર ખજાનો બક્ષીસ કર્યો એટલે મેં એક સુંદર મેહેલ બંધાવ્યો અને દરવાજા ઉપર લખ્યું છે કે ભક્તિ કર અને ગંગામાં ન્હા. આવી વાત સમજી માનસિંગ ઘણો ખુશી થયો અને ત્રણ દહાડા તે રૂપીના મેહેલમાં રહી ગુણસુંદરીના શેહેર ચંપાનગરી તરફ નીકળ્યો. રસ્તે આવતાં એક કાળો બિલાડો ને એક સફેત સાપ સાથે મારામારી કરતાં જોયાં માનસિંગને માલમ પડયું કે પેલો કાળો બિલાડો સફેત સાપને પકડી મારી નાંખશે, એવામાં દોડી તે કાળા બિલાડાને પકડવા ગયો પણ તે દોડી નાસી ગયો અને પેલો સફેદ સાપ કેટલોક વખત સુધી એક ઝાડ હેઠળ બેહોશમાં પડી રહ્યો, તે બિલાડાને કેહેવા લાગ્યો કે તું ખાતરી રાખજે કે હું તને એક ક્ષણ પણ વીલો મુકનાર નથી. તે સાપે હોંશમાં આવી કહ્યું કે એ હિંમતવાન પુરૂષ હું એક જીન છું અને આ શહેરના રાજાનો છોકરો છું, પેલો કાળો બિલાડો મારા બાપનો ગુલામ છે તે મારી સાથે અદાવત રાખે છે. આજે તક જોઇ મને મારવા આવ્યો હતો. નજદીક હતું કે એ મને મારે એટલામાં તેં મારી ઉપર મહેરબાની કરી મને એ હરામજાદાના હાથમાંથી છોડાવ્યો. મારૂ ઘર અહીંથી નજદીક છે માટે તું ત્યાં આવી થોડો વખત આરામ લે. માનસિંગે તેને ના કહ્યું પણ તે ઘણી બેહોંશ કરી તેને લેઈ ગયો. જ્યારે તે એક જંગલમાં આવ્યા ત્યારે તે ગુલામ બિલાડાના રૂપમાં પેલા જીનના રાજાની પુંઠે લાગ્યો. જ્યારે માનસિંગ અને પેલો જીન બને જણ એક લશ્કરમાં દાખલ થયા ત્યારે માનસિંગે પુછયું કે આ લશ્કર કોનું છે, તેણે જવાબ દીધો કે એ લશ્કર તારા દોસ્તનું છે. પછી તે જીને માનસિંગને પોતાના તખ્તપર બેસાડયો અને તેની આસનાવાસના કરી, પુષ્કળ ઝવાહેર તેના પગ આગળ મુકયું એટલામાં પેલા બિલાડાને ને જીનના માણસો પકડી લાવ્યા પછી તેને ગરદન મારવાનો હુકમ કીધો. માનસિંગે પેલા ઝવાહેરમાંથી થોડાક લીધો અને ત્યાંથી નીકળી ચંપાનગરી આવી ગુણસુંદરીના મેહેલ તરફ ચાલ્યો.

એક વરસ અને ચાર મહીના પછી તે ત્યાંથી આવી પોહોંચ્યો એટલામાં હુશ્નસુંદરીના માણસો આવી માનસિંગને તેણીની પાસે તેડી લઈ ગયા. માનસિંગે જે સઘળું જોયું અને સાંભળ્યું હતું તેનું વીગતવાર વર્ણન કીધું પછી માનસિંગ ત્યાં થોડા દીવસ રહી ત્રીજા પ્રશ્નનો જવાબ લેવા નીકળ્યો.

## ત્રીજા પ્રશ્નનો જવાબ માનસીંગ લાવ્યો તેની વાર્તા.

કોઇને દગો ના કર, કરશે તેવું ભોગવશે, એ સવાલની શોધ કરવા માટે માનસિંગ નીકળ્યો. કેટલાક દીવસ પછી તેણે આશમાનને લાગે એવી ઉંચાઇનો એક અતી મોટો પરવત દીઠો જ્યારે તે પર્વતની તલાટી હેઠળ પુગ્યો ત્યારે રડવાનો અવાજ માનસિંગને કાને પડયો કે ઓ દેવાંગના તારી જુદાઈથી મને ના માર. માનસિંગ પર્વત ઉપર ચઢયો ત્યારે એક મોટું છાંયાવાળું ઝાડ તેની નજરે પડયું જેની નીચે સગેમરમર પથરની લાદીઓ જડેલી હતી, માનસિંગ જુવે છે તો એક ખુબસુરતના ચેહેરાનો જુવાન પણ તદન દુબેલો થઇ ગયેલો આંખ બંધ કરી હાથમાં ઝાડની એક ડાળી પકડી ઉભેલો છે પછી તે માણસની આગળ માનસિંગ ગયો અને ઘણાએક કાલાવાલા કરી તેનો હેવાલ પુછવા લાગ્યો. માનસિંગે તેને ઘણી વાર પુછયું પણ જ્યારે કાંઇ ઉત્તર નહીં મળ્યો ત્યારે વિચાર્યું કે કદાચ એ બેહોશ હશે તેઓએ થોડીવાર પછી માનસિંગ સામે આંખ ઉઘાડી જવાબ દીધો કે ઓ પ્યારા તું ક્યાં આવ્યો, તારૂં નામ શું છે, અને મારી સાથે તને શું કામ છે. માનસિંગે કહ્યું કે જ્યારે તું અને હું એકજ જાતના છઇએ ત્યારે હું તારૂં દુખ દુર કરૂં અને તું મારૂં દુઃખ દુર કરે, માણસ જાતને એક માણસ દુખમાં જોઇ, અને જ્યારે તે દુખ દુર કરવાને ઉપાય ન કરે ત્યારે તે માણસ શા કામનો. તે જુવાને કહ્યું કે તારા જેવા ઘણા એક સખસો મારી પાસે આવી મારો હાલ પુછી ચાલ્યા ગયા, પણ કોઇએ ઇલાજ કરવાને માટે હમણાં સુધી કમ્મર બાંધી નથી; તેથી તુ પણ તારે માર્ગે ચાલ્યો જા, શા માટે મારી ઉપર ખાલી આફત વરસાવે છે. માનસિંગે કહ્યું કે જ્યારે તું સઘળા માણસો આગળ બોલ્યો

છે તો પરમેશ્વરને વાસ્તે એકવાર મારી આગળ તો બોલ પછી માનસિંગ તેની આગળ બેઠો. ત્યારે તે જુવાને જવાબ દીધો કે હું એક વહાણવટી છું મારૂં નામ ઝવેરચંદ છે હું અલ્હાબાદનો રહેવાશી છું. એક દહાડો હું મારાં વહાણ સાથે સમુદ્રમાં જતાં આ જગ્યાએ આવી પહોંચ્યો, અહીંથી એક મૈલ સમુદ્ર છે ત્યારે હું વીસરામને માટે મારા વહાણથી દુર થઇ આ ઝાડ તળે આવ્યો, અને એક ચાંદની ખુબ સુરતની અપસરા જોઇ હું બેહોશ થઈ જમીન ઉપર પડી ગયો તેવીજ તે અપસરાએ મારૂં માથું પોતાની જાંગ ઉપર મુકીને ઘણુંએક અમરત છાંટી મને હોંશીઆર કીધો,જ્યારે તે દીલંબરના હાથમાં મને જોયો ત્યારે હું તેના ઉપર હજારો જાનથી આસક થઇ પુછવા લાગ્યો કે ઓ અપસરા આ જંગલમાં તું કોણછે અને શામાટે આવીછે. તે અપસરાએ જવાબ આપ્યો કે હું એક ઇંદ્રની હજુરી છું, આ કીલ્લો મારોછે અને હું એક માણુસને મારો પતી કરવા માગતી હતી તે મારી માગણી ઇશ્વરે આજે પાર પાડીછે. એટલા માટે મેં તને મારા પતી તરીકે કબુલ કર્યો છે. આવી મોબતની વાતો સાંભળીને મહારા વહાણની દોલતની પરવા કીધી નહીં. તે મારી સોબતમાં ત્રણ મહિના સુધી રહી, એક દહાડો મે તેને કહ્યું કે ઓ પ્યારી આ જંગલમાં રેહેવાથી આપણને શું ફાયદો થવાનો છે, આપણે શેહેરમાં જઇએ. એસઆરામમાં આપણો વખત ગુજારીએ ત્યારે તેણીએ જવાબ દીયો કે જો તારી નજરમાં એમ વધારે સારૂં લાગે છે તો મહારા કુટુંબથી યા મારા ઇંદ્ર રાજાથી રજા લઇ આપણે અહીઆંથી જઇએ. હું હમણાં મારા માત પીતાને મળી આવુંછું, મારૂં ઘર ઘણું નજીક છે માટે જયાં સુધી હું આવું ત્યાં સુધી તું અહીંઆંજ બેસજે, મેં કહ્યું ઠીક છે પણ તું પાછી કયારે આવશે ? તેણીએ કહ્યું કે હું આ અઠવાડીયામાં પાછી આવીશ પણ તું આ જગ્યાએ બેસજે અને વાટ જોજે કે અહીંઆંથી જરા પણ ખસતો નહીં; અને જો જશે તો તુને ઘણો પસ્તાવો થશે એમ કહી તે પદમણી ચાલી ગઇ તેણીને ગયાંને આજ સાત વરસ થયાં છે. પણ હજુ પાછી ફરી નથી અને હું તેના કોલ પ્રમાણે બીજી કોઇ જગ્યાએ જઈ નહીં શકયો. કારણ કે જયારે હું જાઊં અને તે

પ્યારી આ જગ્યાએ આવી મને ન જુવે તો પાછી ચાલી જાય. હવે મારામાં તાકાદ રહી નથી કે હું જઇને તેની તપાસ કરૂં. આ ઝાડનાં પાંતરાં ખાઈ મારૂં ગુજરાન કરૂંછું અને આ સરોવરનું પાણી પીઊં છું. જમીન એટલી પોચી નથી કે તે ગોડી તેની અંદર ભરાઈ જાઊં. આકાશ એટલું નજદીક નથી કે તેની ઉપર ચડી તેમાં ચંદ્રનો તારો થઇ ચોટી જાઊં. નથી ચાલવાના પગ કે નથી રહેવાને ઘર આ સાંભળી માનસિંગ બોલ્યો કે તે અપસરાનું નામ શું હતું તે તને જણાવી ગઈ છે, નહી તો તને કશું પણ માલમ છે તે કયે ઠેકાણે ગઇ છે. તે જુવાને કહ્યું કે તેનું કુટુંબ અલકા નામના પાહાડમાં રહેછે. પણ હું જાણતો નથી કે તે અલકા પહાડ કયાં છે. તે અપસરાનું નામ ફુઝલરીન છે. માનસિંગે પુછ્યું જયારે તે અપસરા તારી આગળથી ચાલી ગઇ ત્યારે તે કઇ બાજુએ રવાને થઈ હતી. વહાણવટીએ જવાબ આપ્યો કે તે જમણા હાથ તરફ નાકની પધારે ગઇ હતી પણ પછી કઈ તરફ ગઈ તે તદન મને ખબર નથી, માનસિંગ તેની પાસેથી રજા લઇ અલંકા પાહાડ તરફ ચાલ્યો. ચાલતાં ચાલતાં તે પાહાડ ઉપર ચડીને જુવે છે કે તરેહ તરેહના મેવાદાર ઝાડો ફળોથી ઝુમી રહ્યાં છે અને રંગ બેરંગી ફુલોના રોપાઓથી તે જગ્યાને એવી તો રમણીક કીધેલી છે કે કાંઇ કહેવાની વાત નહિ. આગળ ચાલતાં ચાર મોટાં ઝાડ નજરે આવ્યાં તે ઝાડોની હેઠળ એક બાગ જેવું મકાન રમણીક કીધેલું હતું, માનસિંગ અંદર જઈ ઝાડોની હવા ખુશ લાગવાથી ત્યાં સુઇ ગયો; જયારે સુર્યનારાયણ ઉદય થયા ત્યારે ચાર અપસરાઓ ત્યાં આવી ગાલીચા બીછાવી તેને રેશમી તકીઆઓથી સણગારીને તે ઉપર બેઠી. જયારે તેઓની નજર માનસિંગ ઉપર પડી ત્યારે પોતપોતામાં કહેવા લાગી કે મૃત્યુલોકના માણસે આ જગ્યાએ કેમ ગમન કર્યું હશે. તેમાંની એકે ઉઠીને માનસિંગને પોકાર કીધો કે ઓ જુવાન તું અહીંયાં કેમ આવ્યો છે. માનસિંગે ઉઠીને જવાબ દીધો કે આ જગ્યાએ મને પરમેશ્વર લાવ્યો છે, હું ફુલઝરીન દેવાંગનાને માટે અલંકા પાહાડ તરફ જાઊં છું કારણ કે તે અપસરાએ કોઇ વહાણવટીને સાત દહાડાનો વાયદો કીધો હતો, તેને આજ સાતસેં વરસ થયાં છે. તોપણ

તે આવી નથી. તે બીચારો તેજ ઝાડ હેઠળ બેસી હાય માર્યા કરે છે, તેથી તે દગલબાજ અપસરાની શોધમાં હું જાઉં છું. દેવાંગનાઓએ જવાબ દીધો કે અલંકા પહાડના રાજાની ફુલઝરીન છોકરી થાય છે તે અપસરાને એટલી શું ગરજ કે માણસની સાથ કામ પાડી વાયદો કરી આવે, અમને લાગે છે કે તું દીવાનો છે. એટલે માનસિંગ બોલ્યો કે મને દરેક ઉપાય કરી ફુલઝરીની સાથ મેળવો. પછી તેઓ માનસિંગને બાંધીને પોતાની રાજકુંવરી આગળ લઇ આવી, માનસિંગને આગળ ઉભો કરી તેમાંની એક બોલી કે મેહેરબાન બાઈ હમોએ આ માણસને આપણા બાગ પાસે પકડયો છે તેને આપની પાસે લાવી ઉભો કીધો છે. ફુલઝરીનને માનસિંગ જોતાંજ પેલો માણસ યાદ આવ્યો તેથી તેની ઉપર ઘણી મહેરબાની દેખાડી એક સોનાની ખુરશી ઉપર બેસાડી પુછયું કે ઓ જુવાન તું કયાંથી આવ્યો છે, શું નામ ધરાવે છે અને અહીંયાં આવવાની તારી મતલબ શું છે. માનસિંગ તે અપસરા ઉપર આશક થઈ ગયો હતો કે, તેનાંથી કાંઇબી જવાબ આપી શકાયો નહીં. તે અપસરા માનસિંગ ઉપર આશક થઈ સ્નેહથી વ્યાકુળ થઇ નરમાસથી પુછવા લાગી કે, મને તું જવાબ દે અને જલદી બોલ ઓ મારા પ્રાણ પ્રીય તારા ઉપર મારૂં દીલ એટલું લાગ્યું છે કે, તારા મુખની અમરત જેવી વાણીથી શાંત પમાડ. તે બોલ્યો કે હું પગનપુર શેહેરનો રાજાછું મારૂ નામ માનસિંગ છે. જ્યારે તે અપછરાએ માનસિંગનું નામ સાંભળ્યું ત્યારે તરતજ તખત ઉપરથી હેઠે ઉતરી કહ્યું કે મેં માનસિંગનું નામ જાણ્યું છે પછી માનસિંગનો હાથ પકડી પોતાના તખતે બેસાડી કહ્યું કે ઓ પગનપુર મહારાજા તેં આજ મારી ઉપર મોટી મેહેરબાની કરી મારા મેહેલને તારા પગલાંથી પવિત્ર કીધો છે માટે હું તારો બેહદ ઉપકાર માનું છું. મને કહે કે આટલી મેહેનત ખેંચી અહીંઆં સુધી આવવાનું તારૂં શું કારણ છે અને જે કામને માટે આવવાનું થયું હોય, તે જલદી જાહેર કર. માનસિંગે કહ્યું કે તારી આટલી બધી માયાનો બદલો હું કેવી રીતે વાળી સકીશ તે માહારાથી કહી શકાતું નથી. હું જે કામને માટે આવ્યો છું તે કામ એ છે કે જે જુવાન માણસને તેં એક જંગલમાં

મોબત દેખાડી હતી તે જુવાન આજ સાતસેં વરસ થયાં તપ કરે છે તેજ જગ્યાએ બેઠો છે માટે તારૂં આપેલું વચન તું પાળ. તરતજ ફુલઝરીનને પેલા જુવાનનું ભાન આવ્યું તેથી માનસિંગને કહેવા લાગી જો તે મારો ખરો આશક હોય તો આ જગ્યાએ ન આવે. માનસિંગ બોલ્યો કે તેં તેને કહ્યું હતું કે, હું સાત દહાડા પછી આવીશ માટે તું આજ ઠેકાણે બેસજે એટલે તે તેજ જગ્યાએ બેસી રહ્યો છે માટે તેને બોલાવ. તેની ઉપર મહેરબાન થઇ તેને તારા સ્વામી તરીકે રાખ. અપસરા બોલી કે જ્યારે મેં તને જોયો ત્યારેજ મને તે જુવાન યાદ આવ્યો અને હું એમ સમજી કે તે તુજ હશે એટલે માનસિંગે કહ્યું કે તે જુવાનને તું મારી આગળ બોલાવ એટલે તે અપસરાએ પોતાની સાહેલીઓને હુકમ કીધો એટલે તરત તેને તેડી લાવીઓ. પછી માનસિંગે કહ્યું કે હવે આ જુવાનની સાથે તારાં લગ્ન કર. ત્યારે તે અપસરાએ એમ કરવા ના પાડી એટલે માનસિંગે પેલા રીંછની છોકરીનો આપેલો મોરો તેને સરબતમાં પાઇ દીધો એટલે તે અપસરા તેની ઉપર ઘણી આશક થઇ ગાંધર્વ વિવાહથી લગ્ન કીધું એટલે તેનું જોડું ખુશી ખુશાલીમાં પોતાના એશઆરામમાં ગરક થયું એટલે માનસિંગ રજા લેઇ ચાલ્યો એટલે તે અપસરાએ પુછ્યું કે તું ક્યાં જવાનો છે. માનસિંગે કહ્યું કે હું ગીરનારની તલાટીમાં જવાનો ઇરાદો રાખુંછું કારણ કે ત્યાં હરીનંદ નામના માણસ સાથ મને કામ છે પછી તે અપસરા બોલી કે તું કાંઇ ફીકર ના કર. હું તને મારા ગાંધર્વોની સાથે મોકલું છું એમ કહી પોતાના ગાંધર્વો સાથે માનસિંગને તખત ઉપર બેસાડી મોકલાવ્યો. જ્યારે તે ગીરનારની તલેટીમાં પોહોંચ્યો ત્યારે તે ગાંધર્વને રજા આપી તરતજ માનસિંગ ત્યાંથી ચાલતો થયો અને પેલા ગાંધર્વ પોતાના મુલક તરફ રવાને થયા પછી માનસિંગને તે ડુંગરમાંથી એક અવાજ સંભળાયો તેથી તે અવાજ આવતો હતો, તે તરફ ચાલ્યો અને જુવેછે તો એક ઝાડ નીચે એક પીંજરૂં લાગેલું છે તેમાં એક ઘરડો ડાસો બેઠેલો છે. તે જોઇ માનસિંગે પુછ્યું કે ઓ મહેરબાન માણસ આવી રીતે તું શા માટે બોલે છે અને તને પીંજરામાં કોણે બંધ કીધો છે. તે માણસે જવાબ આપ્યો કે ઓ જુ-

વાન માણસ મારો હેવાલ તું ના પુછ જો પુછવા ચાહતો હોય તો મને વચન આપ કે તે હેવાલ સમજી મારૂં દુઃખ દુર કરવાની તું કોસેસ કર. માનસિંગે કહ્યું કે હું તને તારૂ દુઃખ નીવારણ કરવાનું વચન આપુંછું. પછી તે ડોસાએ પોતાનો હેવાલ કહ્યો કે હું એક વેપારીનો છોકરો હતો, મારા બાપનો વેપાર ઘણો બહોળો હતો, મારૂં નામ હરચંદ છે જ્યારે હું મોટો થયો ત્યારે મને મારા બાપનો વારસો મળ્યો પણ હું ઘણો ઉડાઉ હતો તેથી મેં થોડી વખતમાં સઘળો પૈસો ખરચી નાંખ્યો; જે પૈસો મારા બાપે મુશ્કેલીના વખતને માટે સંતાડયો હતો. તે ખજાનાની મેં શોધ કીધી પણ મને કોઇ ઠેકાણેથી મળી શકયો નહીં અંતે મને બજારમાં એક માણસ મળ્યો જેણે મને કહ્યું કે, હું સંતાડેલો ખજાનો શોધી આપુંછું. તે જાદુગરે મને વચન દીધું કે, જો તું મને તારા ખજાનામાંથી અડધો ભાગ આપે તો તે તને મેળવી આપું. એટલે તે જાદુગરે પોતાના જાદુના એલમથી તે ખજાનો શોધી આપ્યો. પછી મેં તે માણસને થોડું આપવા માંડયું એટલે તેણે મને એમ કીધું કે મારે તેમાંનું કંઇ જોઈતું નથી એમ કહી પોતાના જાદુથી મને આ પીંજરામાં નાંખી ચાલતો થયો, એટલે મેં પોકાર કરી તે માણસને કહ્યું કે મારો છુટકારો આમાંથી કેદાડે થશે. ત્યારે તે માણસ બોલ્યો કે તેં મારાથી દગલ કીધી માટે તેનાં ફળ તું ભોગવ. એટલે મેં તે માણસની ઘણી સ્તુતિ કીધી એટલે તે બોલ્યો કે પગનપુર નામે શેહેરનો રાજા માનસિંગ કરીને આવશે તેથી તારા દુઃખનો છેડો આવશે, એટલે હું ઘણાં વરસ થયાં તે માણસની વાટ જોયા કરૂં છું પરંતુ ઘણાએક રાજકુમારો મને મળ્યા પણ મારૂં દુઃખ કોઈથી દુર થયું નહીં અને આજે તું આવ્યો છે, હવે મને લાગે છે જે તું મારૂં દુઃખ ભાગશે. એટલે માનસિંગ પોતાના મન સાથે કહેવા લાગ્યો કે જો આ માણસને પેલી રીંછની છોકરીનો મોરો અને અમરવેલી બે મળીને એકઠાં ઘસીને પાયાથી આરામ થશે. એમ કહી પાસેના પરવતમાં જુવે છે તો ગીરનાર ઓષધથી ભરપુર માલમ પડયો. આગળ ચાલતાં ઉજળ મુખી ખેતરપાળ આવ્યો ત્યાં જઇ ખેતરપાળની પુજા કીધી એટલે ખેતરપાળ તેને તૃપમાન થયો અને બો-

હ્યો કે તેં મને શા માટે યાદ કર્યો. ત્યારે માનસીંગ બોલ્યો કે પેલા બુઢા માણસને કોઈ જાદુગરે પીંજરામાં પુર્યો છે. માટે તેને આરામ થાય એવી ઔષધી મારે જોઈએ છીએ. એટલે ખેતરપાળે તેને કહ્યું જે અમરવેલી સેસાવનમાં મળશે, માટે તે જગ્યેથી લાવી તારી પાસે જે રીંછની છોકરીએ આપેલો મહોરો તેની સાથે ઘશી સરબત કરી તેને પાજે. એટલે તરત તેને આરામ થશે. એટલે માનસીંગ સોસાંવનમાં ગયો અને અમરવેલીનો વેલો લઇ પેલા ડોસાની પાસે આવ્યો અને પેલા મોહોરા સાથે ઘશી તેનું સરબત કરી પેલા ડોસાને પાયું કે તરત જુવાન માણસ થયો અને માનસીંગને નમીને કહ્યું કે ઓ દેવવંશી પરદુઃખભંજન તારો ઉપકાર મારા ઉપર ઘણોજ થયો છે તેનો બદલો આપવા હું અશક્ત છું એમ કહી તેને આશીરવાદ દઇ પોતાને ઘેર માનસિંગને તેડી થોડા દહાડા મેમાન રાખી ઘણુંએક જરઝવેર આપી વિદાય કીધો, પછી થોડા દીવસની અંદર ચંપાનગરી આવ્યો અને ગુણસુંદરીના મેહેલમાં દાખલ થયો અને તેણીની આગળ સઘળો હેવાલ જાહેર કીધો. તે સાંભળી ગુણસુંદરીને ઘણો આનંદ થયો પછી માનસિંગને તરેહ તરેહનું અમરત ભોજન ખવડાવ્યું પછી માનસીંગે ચોથા પ્રશ્નનો જવાબ માગ્યો એટલે તે બોલી કે એક માણસ એમ કહે છે કે સત બોલનાર સદા સુખી માનસીંગે કહ્યું કે તે સખસ કયાં છે? તે બોલી કે તે વાતની મને ખબર નથી પણ મેં મારી મા તરફથી સાંભળ્યું હતું કે તે શેહેરનું નામ કોસંબી નગરી છે પણ હું જાણતી નથી કે તે કયાં છે પછી માનસીંગ ચોથા પ્રશ્નની ખબર લેવા ચાલ્યો.

## ચોથા પ્રશ્નનો જવાબ માનસિંગ લાવ્યો તેની વાર્તા.

ચંપાનગરાથી ચાલતાં માનસિંગ મોટા એક જંગલમાં આવી પુગ્યો અને ચોતરફ નજર કરી જુવે છે તો એક મોટો પરવત તેની નજરે દેખાયો, થોડા દીવસમાં તે પરવત આગળ આવી પુગ્યો, તેની પરવત હેઠળથી રમણીક અને સુંદર સુસોભીત ગંગાજળનો પરવાહ વહેતો હતો. માનસિંગ જયારે તે ગંગાના કીનારા આગળ આવ્યો ત્યારે જોયું

તો તેની નજદીક એક માનસરોવર દેખાયું, માનસિંગ તે જોઇ ઘણો ખુશી થયો અને જે ઠેકાણેથી પેલું પાણી વહેતું હતું તે ઠેકાણે આવ્યો, થોડેક ચાલ્યો એટલે એક મોટા ઝાડ પાસે આવી જુવે છે તો તે ઝાડ ઉપર મનુષ્યનાં માથાં લટકતાં હતાં, તેની નીચે એક મોટો હોજ હતો તે હોજની અંદર તેનાં માંથાનું લોહી ઝરતું હતું તેથી હોજ રૂધિરથી ભરાઇ ગયેલો હતો. જ્યારે માનસિંગ ઝાડની બરોબર પાસે આવ્યો ત્યારે તે સઘળાં માથાં હસવા લાગ્યાં. આ ગુપ્ત બીના જોઇ માનસિંગની છાતી ફાટવા લાગી તે માથામાંથી લોહીનાં ટીપાં તે હોજમાં પડતાં હતાં જ્યારે માનસિંગે ઉંચે નજર કરી ત્યારે એક અતી ખુબસુરત માથું તેની નજરે પડયું તેની ખુબસુરતી જોઇ માનસિંગ બેશુદ્ધ થઇ જમીન ઉપર પડયો અને એક કલાક પછી જ્યારે સુધીમાં આવ્યો ત્યારે ચીંતા કરવા લાગ્યો કે આવા ખુબસુરત માથાને કાપી ઝાડ ઉપર લટકાવ્યું છે ત્યારે તેણે કેવો મોટો ગુન્હો કર્યો હશે. આમ વીચારી પોતાના દીલમાં કહેવા લાગ્યો કે ઓ માનસિંગ જ્યાં સુધી આ ગુપ્ત વાતથી માહેત થયો નહિ ત્યાં સુધી તને પાછું ફરવું વ્યાજબી નથી. સાંજની વખતે તે માથાં ઝાડ ઉપરથી ઉડી તળાવ એટલે માનસરોવર અંદર પડયાં તે માનસિંગે બરોબર જોયાં. સઘળાં માથાંઓ રાક્ષસીઓની સુરતે બની ગયાં અને જે માંથુ સઉથી ખુબસુરત હતું તે માથાવાળી રાક્ષસી એક હીરા મોતીથી જડેલા તખત ઉપર આવી બેઠી. બાકીની સઘળીઓ પોતપોતાની ખુરશી ઉપર ચોતરફ બેઠી. બેઠા પછી થોડીઓ અદબથી તે મોટી રાક્ષસી આગળ ઉભી રહી. હવે વાજીંત્રના નાદ થવા લાગ્યા અને સઘળી રાક્ષસીઓ નાચવા લાગી અને નાચરંગમાં ગુલતાન થઇ. માનસિંગ આ સઘળું જોતો હતો એટલામાં મધરાતનો વખત થવા આવ્યો, પછી થોડીક રાક્ષસીઓએ ભોજનની તૈયારી કીધી, સોનારૂપાની થાળીઓમાં તરેહ તરેહનું લેજતદાર જમણ કરી એક હીરા મોતીથી શણગારેલા બાજઠ ઉપર એવી તો સફાઇથી મુકયું તે જોઈ માનસિંગની બુદ્ધિ તેનો ભેદ જાણવા બીલકુલ કામ કરી સકી નહી એક રાક્ષસીએ આવી પોતાની રાજકુંવરીને ખાવાનું તઇયાર છે માટે ચાલો. તે કુંવરી એ તખત ઉપરથી નીચે

ઉતરી પોતાના એક ચાકરને કહ્યું કે એક મોટા થાળમાં દરેક જાતનું પકવાન મુકીને પેલા મુસાફરને આપીઆવ. તેણીના ફરમાવ્યા મુજબ પેલી રાક્ષસી માનસિંગની આગળ તે થાળ લાવી. આંખના ઇસારાથી કહ્યું કે અમારાં રાણી સાહેબે તારે માટે આ ભોજન મોકલાવ્યું છે. માનસિંગે પુછયું કે તમારાં રાણીનું નામ શું છે. તે રાક્ષસીએ જવાબ દીધો કે આ વાત તું મને ના પુછ કહેવાનો હુકમ નથી, તુને નામનું શું કામ છે. આ ખાવાનું છે તે તું ખા, અને પેટ ભરાય પછી સુઈ રહે. માનસિંગે કહ્યું કે જ્યાં સુધી તું મને આ ગુપ્ત વાતથી વાકેફ નહીં કરશે ત્યાં સુધી હું ખાવાનો નથી. તે રાક્ષસીએ જઇને પોતાની રાણીને આ વાત જાહેર કીધી. તે રાણીએ જવાબ મોકલાવ્યો કે પ્રથમ તું ખા પછી તુને આ વાતથી વાકેફ કરીશ. જ્યારે માનસિંગ ખાઇ રહ્યા ત્યારે પેલી રાક્ષસીને કહ્યું કે હવે તું મને આ વાતના ખુલાસાથી વાકેફ કર. તે રાક્ષસીએ જવાબ દીધો આવતે કાલે સઘળું તારી આગળ જાહેર કરીશ. માનસિંગે વીચાર્યું કે તે રાક્ષસીને પકડું પણ તેવામાં તે રાક્ષસી પોતાના માથા ઉપર થાળ મુકી તળાવમાં જતી રહી અને પોતાની રાણી આગળ હાથ જોડી ઉભી રહી. તખત ઉપર બેઠેલી રાણીએ બાકીની રાત નાટારંગ જોવામાં ગુજારી. જ્યારે સવાર થઈ ત્યારે સઘળી રાક્ષસીઓ માનસરોવરમાં પડી. પોતાની રાક્ષસી માયાથી પોતાનાં માથાં કાપ્યાં તે માથાં ઉડીને ઝાડ ઉપર લટકી ગયાં. માનસિંગ પરવતની ગુફામાં બેઠેલો હતો તેમાંથી બહાર આવીને ઝાડની નીચે બેઠો ત્યારે સઘળાં માથાં હસવા લાગ્યાં માનસિંગે પોતાની નજર સૌથી ઊંચેના માથાં ઉપર કીધી કારણ કે તે રાજાની કુંવરીની મોબતે તેના દીલમાં એવું તો મજબુત ઘર કીધું હતું કે માનસિંગનું દીલ બળીને ખાખ થતું હતું પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે જો આ બીનાથી હું વાકેફ થાઉ તો ખુશ કરીને આ રાક્ષસીઓની રાણીની સાથ હું પરણીને મારી જીંદગીની મોજ શોખ મેળવીને અભય સુખ ભોગવું. આ પણ કોઇ રાક્ષસી માયાથી થયું હશે. કારણ કે દીવસના આ સઘળાં માથાં ઝાડ ઉપર લટકી જાય છે, અને રાતના પાછાં માણસોની સુરતમાં બદલાંઇ જાય છે, એ વીચારમાં દહાડો કાહાડયો અને રાત પ-

ડી ત્યારે આગળની માફક સઘળાં માથાં સરોવરમાં પડી નવજોબન સ્ત્રીઓ દેવાંગનાનાં રૂપ ધરી પોતપોતાના બીછાના પર બેઠી. રાજકુંવરી રત્ન જડીત્ર તખ્ત ઉપર બેઠી. માનસિંગ તરતજ ત્યાંથી ઉઠી પોતાની ગફા તરફ આવીને બેશી રહ્યો અને તે જોવા લાગ્યો કે આજ રાતે મને એઓ વીશે ખબર પડશે. જ્યારે મધરાતને સુમારે માનસિંગની આગળ પેલી રાક્ષસી ખાવાનું લાવી ત્યારે માનસિંગે કહ્યું કે જ્યાં સુધી આ માયાથી હું જાણીતો નહીં થાઉ ત્યાં સુધી આ થાળમાંથી જમવાનો નથી. હું હાથ પણ લગાડીશ નહીં તે રાક્ષશીએ પોતાની રાણીને માનસિંગની ઇચ્છા જાહેર કીધી, ત્યારે તે રાણીએ તેની ઉપર કેવડાવ્યું કે તું જઇને કહે કે જ્યારે તું અમારી રાણી પાસે આવશે ત્યારે તને આ વાતનો ભેદ ખુલ્લો કરી કહેશે. માટે તું ખુશીથી ખાઇને મારી સાથે ચાલજે. ઉપલો જવાબ જ્યારે તે રાક્ષશીએ માનસિંગને કહ્યો ત્યારે માનાસંગે ખુશીથી ખાધું, ખાઈ રહ્યા પછી માનસિંગ તે રાક્ષસી સાથ ચાલ્યો. તે રાક્ષસી સરોવરમાં પડી ગઇ અને માનસિંગ પણ તેની પછવાડે પેલા તળાવમાં પડયો જ્યારે માનસિંગના પગ જમીનને લાગ્યા ત્યારે આંખ ઉઘાડી જોયું તો નહીં મળે સરોવર કે નહીં મળે તે ઝાડ કે નહીં મળે તે રાક્ષસીઓ પણ એક મોટા જંગલમાં આવી પડયો. માનસિંગ પોકાર કરી કહેવા લાગ્યો અને માથાના વાળ પીંખી નાંખવા માંડયા અને રૂદન કરી આળોટવા લાગ્યો અને દીવાનો બની ગયો અને પોકાર કરવા લાગ્યો, હાય હાય ખુબ સરૂપવાળી સ્ત્રી મળે તો જીવું, નહીં તો મારી દેહ અગ્નીમાં બાળી મુકું, એવી રીતે પોકાર કરતાં કરતાં એક ઝાડ નીચે દસ દહાડા સુધી રહયો, એટલે તે અપાર શક્તિવાળા પરમકૃપાળુ પરમાત્માએ તેની ઉપર મહેર કરી નારદ મુનીને હુકમ કીધો કે જે માણસ પેલા જંગલમાં રડે છે અને પોકાર કરેછે અને દીવાના માફક ફરેછે તેને દયા કરી તેના ઉપર દુઃખ છે તેનું નિવારણ કરો. એ માનસિંગે આ જગતના લોકો માટે જન્મ લીધો છે, તે દેવ છે અને ઇંદ્રનો પુત્ર છે તેને પુરવે રૂષીએ સરાપ દીધો તેથી તે મૃત્યુ લોકમાં રાજાને ઘેર અવતાર લઇ પરદુઃખ ભંજન એટલે પારકાનું દુખ ભાગનાર એ નામથી તે ઘણો પ્રખ્યાત

છે તેને હરેક ઉપાય કરી મદદ કરવી જોઇએ- માનસિંગ જંગલમાં ઝાડ નીચે બેઠેલો એટલામાં હાથમાં તંબુરો લઈ નારદજી વેણાજંત્ર વગાડતા વગાડતા આવ્યા અને તેને આવતા જોઈ માનસિંગ વધારે રડવા લાગ્યો. નારદજીએ આવી માનસિંગના મુસ્તક ઉપર હાથ મુકયો એટલે માનસિંગની આંખ ઉઘડી. તે જુવે છે તો માહારૂપી નારદજીનાં દરશન થયાં એટલે દંડવત કરી કહેવા લાગ્યો કે આ જંગલનું નામ શું છે? ત્યારે નારદજી બોલ્યા કે આ જંગલને ખાંડીવન કરી કહે છે. પછી માનસિંગ પોતે ત્યાં શી રીતે આવ્યો તે પુછ્યું. નારદ મુનીયે જવાબ દીધો કે તે પેલા સરોવરમાં પડયો. તે અહીંથી બે હજાર મૈલ દુર છે પછી આ સાંભળી માનસિંગને પેલી રાક્ષસની રાણી યાદ આવ્યાથી રડવા લાગ્યો અને કલ્પાંત કરવા લાગ્યો, એટલે નારદમુનીએ પુછયું કે તું શા માટે રડે છે. ત્યારે માનસિંગ બોલ્યો કે હું જે જગ્યાએ હતો ત્યાં પાછો જવા ઈચ્છું છું. તે મુનીએ કહ્યું કે ઠીક છે; તું તારી આંખ મીચીને ઉઘાડ. માનસિંગે તેમ કીધું તો તરત પોતાને તેજ સરોવર પાસે ઉભેલો જોયો. કેટલોક વખત ગયા પછી માનસિંગે વિચાર્યું કે હું તળાવમાં પડયો તો મારી ઉપર આવો શીતમ ગુજર્યો. વાસ્તે બેહેતર એ છે કે ઝાડ ઉપર ચઢી કોઈબી રીતે પેલા માથાને હું નીચે ઉતારૂં. આ ધારણા કરી તે ઝાડ ઉપર ચડવા લાગ્યો. એકાએક તે ઝાડ રાક્ષસી માયાથી હાલવા માંડયું અને તેનું થડ એકાએક ફાટી ગયું ને માનસિંગ અંદર પેસી ગયો એટલે રાક્ષસીઓએ એવી માયા કીધી કે તે ઝાડ ચોતરફથી બંધ થઇ ગયું અને માનસિંગ અંદર ભરાઈ ગયો. એવી બીના જોઇ માનસિંગ પોતાના મનમાં બીવા લાગ્યો અને આ શું દુઃખમાં આવી પડયો છું આ દુઃખથી હવે મને નારદજી છોડાવે તો છુટું એટલામાં નારદમુની ત્યાં આવી પોહોચ્યા. માનસિંગ કહેવા લાગ્યો કે ઓ મહારૂપિ મારી રક્ષા કરો મારી રક્ષા કરો એટલે નારદજી બોલ્યા કે ઓ માનસિંગ આ રાક્ષસી માયામાં તારા જીવને તું જોખમમાં લાવશે માટે આ માયાથી વેગળો રહી તું તારા કામને માટે જા. તુને આ માથા સાથ શું કામ છે. માનસિંગે કહ્યું કે એનો ભેદ જાણવા માગુછું કારણ કે મારૂં દીલ મારા હા-

થવી જતું રહયું છે પછી નારદ રૂષી બોલ્યા કે, આ માયાનો બનાવનાર ઠુંઠો રાક્ષસ છે તે ઠુંઠગીરી પર્વત ઉપર રહે છે તે સૌથી ઉપરનું માથું તેની છોકરીનું છે જેણે એક દીવશે પરણવાની ઇચ્છા પોતાના બાપ પાસે કીધી તેથી રાક્ષસી માયાએ કરી ક્રોધાધીન થઇ પોતાની છોકરીના અને તેની સઘળી સાહેલીઓના આ હાલ કીધા છે. તે છોકરીનું નામ ચંદ્રપ્રભા છે, રાક્ષસ ઠુંઠાનો પરવત અહીંથી બે હજાર મૈલ દુર છે. જ્યાં સુધી તે રાક્ષસ જીવતો રહેશે ત્યાં સુધી તેની છોકરીનાં કોઇની સાથ લગ્ન કરવાનો નથી. ત્યારે માનસિંગે કહ્યું કે મને એમજ માલમ પડે છે કે મારૂં મોત તે રાક્ષસને હાથેજ છે. ત્યારે નારદ મુનીએ કહયું કે, મને એમજ માલમ પડે છે કે જો આ સ્ત્રી ઉપર તું તારૂં દીલ લગાડશે તો તારો જન્મારો થોડા વખતમાં વૃથા જશે માટે આ માયાથી વેગળો રહે. આ રાક્ષસી માયા માહા વિક્રાળ છે. માનસિંગે કહયું કે હું મોતથી બીતો નથી જે થવાનું હોય તે થાય પણ મારે તો એ ભેદથી વાકેફ થવુંજ જોઇએ. જ્યાં સુધી એ રાક્ષસીને હું હાથમાં નહીં લઇશ ત્યાં સુધી મને ચેન પડવાનું નથી. નારદ મુની બોલ્યા કે ત્યારે હવે તું શું કહેવા માગે છે માનસિંગે જવાબ દીધો કે હું એ ઝાડોની અંદર મારૂં શરીર લટકાવવા માગું છું એટલે નારદ મુનીએ માનસિંગને ઘણી રીતે સમજાવ્યો પણ તે સમજ્યો નહીં ત્યારે નારદ મુનીએ પોતાની તામસી વિદ્યાથી માનસિંગને કહયું કે હવે તું આ ઝાડ ઉપર ચડ, જેવો માનસિંગ ચઢયો કે નારદમુની અલોપ થયા. એવામાં માનસિંગનું માથું પેલા માથાની સાથેજ લટકી રહ્યું અને જ્યારે રાત પડી ત્યારે અગાઉની માફક સઘળાં માથાં માનસિંગની સાથે સરોવરમાં પડયાં. સઘળી રાક્ષસીઓ પોત પોતાની જગ્યાએ આવીને બેઠી અને માનસિંગ તખતની પાસેના ખુણામાં હાથ જોડીને ઉભો રહ્યો. પોતાને કંઇ ખબર હતી નહીં કે હું કયાં છું અને શું કરૂં છું એટલે રાણી ચંદ્રપ્રભા બોલી કે આ જુવાન તું કયાંથી આવ્યો છે. તું કોણ છે અને તારૂ નામ શુ છે. માનસિંગે કહ્યું હું તારા ચાકરમાંનો એક છું હું તારાજ સરોવરમાંથી આવ્યો છું ચંદ્રપ્રભાએ જાણ્યુ કે એ પણ રાક્ષસી માયાથી

થયો છે એટલે પોતે ચુપ રહી, અને હેડંબા નામની રાક્ષસી ક્રોધ કરી ઉઠીને એક તમાચો એવા જોરથી માર્યો કે, માનસિંગ ત્યાંથી ઉડીને સમુદ્રની અંદર પડયો એટલામાં એક રાક્ષસી સમુદ્રમાંથી આવીને માનસિંગને એક પેટીમાં નાંખી બંધ કરી એક મગરમચ્છને પેટી સોંપી ચાલી ગઇ, એટલે નારદ મુનીએ જાણ્યું કે પેલા રાજકુંવરને માહા દુઃખમાં નાંખી પેલી રાક્ષસી પાહાડમાં ગઇ છે માટે તેનું રક્ષણ કરવા માટે માનભદ્રવીરને કહ્યું કે તે પેટી તમો ઉપાડી લાવો એટલે તે માનભદ્ર ત્યાંથી ચાલ્યો અને સમુદ્રની આગળ પેલી પેટી જે મગરમચ્છની ચોકીમાં હતી તે ઉપાડી તેમાંથી માનસિંગને બાહાર કાઢી મોટા જબર જસ્ત રીંછને અંદર નાંખી ઢાંકણું બંધ કરી માનસિંગને તેડીને નારદમુની પાસે આવ્યો. માનસિંગ નારદમુનીને નમન કરી બોલ્યો કે હે માહારૂષી મને છુપા ભેદથી વાકેફ કરો નહીતો મારો જીવ એ બીનાસમાં જશે એટલે નારદમુની બોલ્યા કે તું માહાદેવની ઉપર તપ કર જેથી તારૂં કાર્ય ભોળા શંભુ તરત પાર પાડશે એવું કહી નારદમુની અંતરધ્યાન થયા અને માનસિંગે માહારૂદ્રની ઉપર ઉગ્રતપ કરવા માંડયો. કેવી રીતે કે મસ્તકની નીચે સોપારી મુકી ઉંધે માથે માહારૂદ્રના જપ કરવા લાગ્યો. સાત દહાડાને સાત રાતો સુધી માહા તપ કીધાં એટલે માહાદેવ તથા પાર્વતી માનસિંગની પાસે આવી કેહેવા લાગ્યાં કે ઓ રાજકુમાર તુ શા માટે આ જંગલમાં આવી ઉગ્રતપ કરે છે. તારી ઇચ્છા હોય તે માગ હું તુને વચન આપવા આવ્યોછુ એટલે માનસિંગ બોલ્યો કે મારી ઇચ્છા ચંદ્રપ્રભા સાથ લગ્ન કરવાની છે એટલે મહાદેવ બોલ્યા હે માનસિંગ તું એ ખ્યાલ તારા મનમાંથી છોડી દે, કેમજે તે રાક્ષસ મહા બળીયો છે. તેના ભયથી દેવ પણ ડરે છે, મહા ઉદમાતી રાક્ષસથી હું પણ ડરીને મારૂં કૈલાસ છોડીને આ જંગલમાં ફરૂછું. ત્યારે માનસિંગ બોલ્યો કે હે જગતના પીતા તમે મારૂં દુઃખ દુર નહી કરો ત્યારે આ જગતમાં બીજો કોણ સમર્થ છે જે મને માહારી માશુકની સાથે મેળવશે, એટલે મહાદેવે પોતાના ગણ ઘંટાકરણને આજ્ઞા કીધી જે જ્યાં સુધી આ માનસિંગ ચંદ્રપ્રભાની સાથે લગ્ન કરે ત્યાં સુધી તું તારા ભેરવોને સાથે લઇ તેની મદદ કરજે એમ કહી

શંકર અંતરધ્યાન થયા એટલે બાર ભેરવ આવી તેની હુજુરમાં ઉભા રહ્યા અને કેહેવા લાગ્યા કે હે માનસીંગ તારી શી આજ્ઞા છે તે જલદી ફરમાવ, માનસિંગ બોલ્યો કે ઢુંઢા રાક્ષસની છોકરી ચંદ્રપ્રભા માનસરોવરના પાસેના ઝાડની ઉપર પોતાની સાહેલીઓના માથાની સાથ દીવસની ચોટી રહે છે અને રાતરે નવ જુવાન ખુબસુરત ચંદની કાન્તીના જેવું રૂપ કરી સરોવરની અંદર માયાથી બાગ બગીચા અને મેહેલ બનાવી તેમાં નાટારંગ વગેરે કરી પોતે આખી રાત એશઆરામ ગુજારે છે અને સવારે પાછી તે ઝાડ ઉપર પોતાનું માંથું પોતાની સાહેલીઓ સાથે લટકાવે છે, તેનું રૂપ જોઇ હું ઘણો મોહીત થયોછું માટે મને મેળવ, એવું સાંભળીને બાર ભેરવ પોતે પોતાના વાહન ઉપર સ્વાર થવા લાગ્યા કોઇ કુતરા ઉપર ચડયા, કોઈ પાડા ઉપર, કોઈ ગધેડા ઉપર, કોઇ બિલાડા ઉપર, કોઈ ભુંડ ઉપર, કોઇ ઊંદર, કોઇ ઊંટ કોઇ ઘેટા ઉપર, કોઇ બકરા ઉપર અને કોઇ સીંહ ઉપર એવી રીતે પોતપોતાના વાહન ઉપર બેસી જંગલમાં આવી વીરને બોલાવ્યા કે શી આજ્ઞા છે તે જલદી ફરમાવો, એટલે એક મોઢે બાર ભેરવ બોલી ઉઠયા કે એ માહાવીરો ઢુંઢા રાક્ષસની છોકરી ચંદ્રપ્રભા જે તલાવની અંદર રાતની નાટારંગમાં બેઠી છે તેનું હરણ કરી ઉપાડી લાવો. એટલે બાવનવીરે પોતાનું ટોંકુ લઇ સરોવરની અંદર પ્રવેશ કીધો. જેવા તે ચંદ્રપ્રભાના બાગમાં દાખલ થયા એટલે ચંદ્રપ્રભાની સાહેલીઓ બોલીકે પેલા માણસો કેમ આવે છે. એટલે સર્વે પોતપોતાના મનમાં બીવા લાગ્યાં, એવામાં વા વંટોળીઓ એવા જોરથી થવા લાગ્યો કે એક બીજાની સુરત જોવામાં આવી નહીં એટલે ભેંસો વીર ધસીને ચંદ્રપ્રભાને ઉચકી આકાશ મારગે ચાલતો થયો. એટલે રાક્ષસીઓ પોતાની રાણીનું હુરણ થયું જાણી પોકાર કરી વીરની સાથે લડવા સામેલ થેઇ. લડાઇ એવી ચાલી કે રૂધીરનો વરસાદ વરસવા લાગ્યો રાક્ષસી માયાથી અનેક રાક્ષસીઓ ઉત્પન્ન થઇ અને પેલા વીરોના સામી લડવા લાગી. અને વીરોને ત્રાહ ત્રાહ પોકાર કરાવ્યો એટલે વીર ગભરાઇને મહાદેવનું સમરણ કીધું એટલે માહાદેવી પોતાની ચોસઠ જોગણીઓ સાથે ખપર લઇ તે રાક્ષસી-

સામે લડવા લાગી એટલે રાક્ષસીઓ પોતાની માયા સમાવી સરોવરની અંદર ગુમ થઇ એટલે બાર જોગણીઓ પોતાની ત્રપતી કરી અલોપ થઇ અને બાવનવીર પેલા ભેરવની પાસે ગયા તે રાક્ષસીઓ સરોવરમાંથી નીકળી હેડબ નામની રાક્ષસી ઢુંઢા રાક્ષસના પરવતમાં જઈ સરવે બીના તેની આગળ જાહેર કીધી કે તારી છોકરી ચંદ્રપ્રભાનું હરણ બાવનવીર આવીને કરી ગયા માટે તેની વારે ચઢવું હોય તો જા. તે વાત સાંભળતાંજ ઢુંઢો રાક્ષસ પોતાના છપન કરોડ રાક્ષસોનું સેન લઈ પોતાની છોકરી ચંદ્રપ્રભાની ખોળ કરવા નીકળ્યો. કેટલાક પરવતો જંગલો જોતો જોતો જે ઠેકાણે પોતાની છોકરી ચંદ્રપ્રભા છે તે જંગલમાં આવ્યો અને જુવેછે તો બાર ભેરવોની ચોકીમાં પોતાની કુંવરી એક રાજપુત્રની સાથે બેઠેલી જોઈ. તે જોઈ તે રાક્ષસને એટલો તો ક્રોધ ચડયો કે આ પૃથ્વીને પાતાળની અંદર ખોશી દઉં એમ કહી પોતાના રાક્ષસોને હુકમ કીધો એટલે લડાઇ શરૂ થઇ, રાક્ષસો મોટા મોટા પરવતો અને ઝાડ લઈ લડવા લાગ્યા અને પાશાણની વૃષ્ટી કરવા લાગ્યા એટલે કાળભેરવે કલ્પાંત ભેરવને હુકમ કીધો એટલે બાવનવીરને ચોસઠ જોગણી હાથમાં ત્રીશુળો, ખપરો લઇ ખાઉ ખાઉ, મારો મારો, પકડો પકડો, રૂધીર રૂધીર, પીઉં પીઉં. એમ પોકાર કરત્તી અંતરીક્ષથી ઉત્પન્ન થઇ અને કેટલાએક રાક્ષસોનાં મુસ્તક તોડી રૂધીર પાન કરવા લાગી અને આખા જંગલમાં મહા પોકાર કરવા લાગી. જોગણીઓનું એક રૂધીરનું ટીપું પૃથ્વી ઉપર પડે તેથી અનેકજોગણીઓ ઉત્પન્ન થાય એવી રીતે તે કોટાંનકોટ જોગણીઓ ખપર લઈ રાક્ષસોના શરીરનું રૂધીર સોસવા લાગી અને રાક્ષસોને ત્રાહ ત્રાહ પોકારાવા લાગી એટલે રાક્ષસોએ પોતાની કુળદેવી ચંડાળ નામનીનું આવાહન કીધું અને કેટલાએક પાડા બકરાનું બળીદાન દેઇ દેવીને પ્રસન્ન કીધી તે દેવી પ્રસન્ન થઇ બોલી કે હે ઢુંઢા માગ માગ, જે માગે તે આપવા સમરથ છું, એવાં વચન સાંભળીને રાક્ષસ બોલ્યો ઓ માહાદેવી તારી કૃપા અમારા ઉપર હોય તો આ બધાંને અગ્નીથી બાળી ખાખ કર, એટલે દેવીએ અંગ્નીનો મંત્ર રાક્ષસને આપ્યો એટલે તે મંત્ર રાક્ષસો ભણવા લાગ્યા એટલે અગ્નીનો વરસાદ વરસવા લાગ્યો એટલે બા-

વન વીરે અંબાજીનું સ્તવન કીધું એટલે અંબાજીએ બાર મેઘને હુકમ કીધો કે તરત મુસળધાર વરસાદ પડવા લાગ્યો એટલે અગ્નિ ઓલાઇ ગયો અને રાક્ષસો પાણીમાં ડુબવા લાગ્યા અને ત્રાહ પોકારી પોતાના રાજા ઢુંઢાની પાસે જઈ કેહેવા લાગ્યા કે આ ખ્યાલ તું છોડી દે અને તારી છોકરી તે રાજકુમારને પરણાવ. એવું સાંભળતાં રાક્ષસનો રાજા ક્રોધમાં આવી બોલ્યો કે મારૂ મુસ્તક પડશે તો પણ બેહેતર છે પણ મારી છોકરી તે નરની સાથે પરણાવનાર હરગેજ નથી અને ચંદ્રપ્રભા માનસીંગને કહેવા લાગી કે ઓ મારા પ્રાણનાથ મારો બાપ ઘણો બળીઓ છે માટે તે બળીઆની સામે જુધથી પોચાશે નહીં કેમજે તેનો ભાઇ જીભુત રાક્ષસ માહા વિકાળ બ્રહ્માની ઉપર તપ કરી વરદાન પામેલો મંદ બુદ્ધિનો માહા જોધ્ધો છે, જેની હાકથી પરવત ધ્રુજે છે, જેનું સ્વરૂપ માહા વિકાર પહાડ જેવું જે માટે હવે મારો બાપ તેને તેડવાનો ઉપાય કરી પોતાના રાક્ષસોને મોકલશે એટલે તે ઘણો જોરાવર છે, માટે જુધ ઘણું થશે હવે આપણે શી રીતે આ જગ્યો ઉપર રહી સકીશું; એટલે માનસીંગ બોલ્યો હે પ્રીયા તું આવાં કાયરપણાનાં વચનથી મુને કેમ કાયર કરે છે. હું પણ ક્ષત્રીનો પુત્ર છું મારી આગળ ધનુષ્ય બાણ ભાથા અખુટ ભરેલા છે તે જીભુતને મારા બાણથી કાયર કરી ત્રાહ પોકરાવી કાઢું તો જાણજે જે સુરિંદ્રનો કુમાર નહીંતો કાંઈ પણ ભેદ છે. એવું સાંભળી ચંદ્રપ્રભા બોલી ઓ મારા સ્વામી દૈત્ય તો માહા વિકાળ છે તમારૂં શરીર કમળરૂપી અને દૈત્ય તો પાષાણ રૂપી છે, તેના સામુ જુદ્ધ કરવું વરજીત નથી માટે આપણે મારા બાપને કાલાવાલા કરી તેઓની પાસે ક્ષમા માગીએ. એટલે કારભેરવ અને કલ્પાંત ભેરવ અને ઘંટાકરણ ત્રણ માહા ભેરવો આવીને માનસિંગ તથા ચંદ્રપ્રભા બંનેને ઉપાડી પાસેના પરવતની ગુફામાં મેલી તેની આડી બાવનવીરની ચોકી મુકીને પોતાની સેન્યામાં આવ્યા એટલે જુદ્ધ શરૂ થયું. સાત દહાડા ને સાત રાતો સુધી મહાબળીયા રાક્ષસોને જોગણીઓની લડાઈ ચાલી અને રાક્ષસને હાર પમાડયા તે બીના જોઇ ઢુંઢા રાક્ષસને ઘણો ખેદ થયો કે પોતાનું સરવે સૈન્ય હાર પામેલું તેથી પોતાના ભાઈ જીભુતને તાકીદ કરી લાવ્યા

તે જીભુત જ્યારે ઢુંઢાની આગળ આવ્યો એટલે ઢુંઢો તેની આગળ કાલાવાલા કરી કહેવા લાગ્યો કે મારી છોકરી ચંદ્રપ્રભાનું રાજકુમાર માનસિંગે હરણ કીધું તેની પક્ષમાં આ જોગણીઓ અથવા માહાવીરોએ પોતાના ભેરવો સાથે લડાઇ માંડીછે તે લડાઇમાં આપણા રાક્ષસો હાર પામી કેટલાએક મરી ગયા, એટલે જીભુત બોલ્યો કે આ પૃથ્વીમાં બીજો જોદ્ધો કોણ છે જે મારા સામો લડીને જીત મેળવશે એમ કહી બાર ભાઠી મદીરાપાન કરી તેની ઉપર કેટલાએક મૈસોના આહાર કરી જુદ્ધ કરવા તતપર થયો. પોતાના રાક્ષશોને એકઠા કરી હિમત આપી લડાઇ શરૂ કીધી એટલે જોગણીઓ અને ભેરવોએ પોતાનાં આયુધ સાથે સામો જુધનો આરંભ કીધો. એક બીજાને ત્રીશુળ, ખંજર, ગદા ફરશી, સાંગ, તુમ્મર, મુશળ ઇત્યાદિ હથીઆરોથી મારવા લાગ્યા. જોગણીઓ પોતાનાં ખપર લેઇ દૈત્યોનું રૂધીર પાન કરવા લાગી એટલે જીભુતે પોતાની સૈન્યામાં કેટલાએક રાક્ષસોને મરણ પામેલા જોઇને ક્રોધમાં આવી મોટા મોટા પરવતો લાવી જોગણીઓની સૈન્યામાં નાંખવા લાગ્યો તેથી જોગણીઓ અને ભેરવો કાયર થઈ ત્રાહીના પોકાર કરી નાસવા લાગ્યાં, એટલે પેલે રાક્ષસે પોતાના જુદ્ધાને હુકમ કીધો કે પેલા પરવતની ગુફામાં ચંદ્રપ્રભા અને માંનસીંગ બાવનવીરની ચોકી સાથે છુપી રીતે લઇ બેઠા છે તે વીરોની સાથે જુદ્ધ કરી તે બંનેને અંતરીક્ષ ઉપાડીને ઢુંઢગીરી પરવતમાં લાવો એટલે તે રાક્ષસો મહાબળીયા પોતાના રાજાનો હુકમ સાંભળી તરત દોડી તે વીરોની સાથે જુદ્ધ મચાવીને ચંદ્રપ્રભા માનસીંગની સાથે અંતરીક્ષ રથમાં બેસાડી પોતાના પરવતમાં લાવ્યા, એટલે તે રાક્ષસોએ માનસીંગને બાંધી કાળાગ્રહમાં પુર્યો અને પોતાની છોકરીને પાસેની ગુફામાં સંતાડી આડી રાક્ષસોની ચોકી મુકી નીરભયપણે બેઠા એટલે તે ભેરવો પોકાર કરતા મહારૂદ્ર પાસે જઈ કહેવા લાગ્યા કે રાક્ષસો મહા જોરાવર છે અને માનસીંગને તથા ચંદ્રપ્રભાને પોતાના પાહાડમાં લઈ કેદ કીધાં છે માટે તેના વારે આપણે ચઢવું જોઇએ. તે વાત સાંભળી મહાદેવને અતિશય ક્રોધ ચઢયો એટલે પોતાના પુત્ર ગણપતી અને કારતીક સ્વામીને હુકમ કીધો કે તે રાક્ષસોને મારી ચંદ્રપ્રભા માનસીંગ સાથે લાવો.

એવું સાંભળતાં કારતીક સ્વામી મોરપર અસ્વાર થયા અને ગણપતીએ ઉંદર ઉપર સ્વારી કીધી અને પોતાના ભેરવો ગણો, કીંનર, ડાકણી, સાકણી, ભેરવી, મશાણદેવી, ભુતો, પ્રેતો, પીસાચો, વગેરેને હુકમ કીધો એટલે બાબરો ભુત પોતાની સેન્યા સાડાસાતલાખ ભુતાવળો સાથે હાજર થયો અને ભુતો પોકાર કરવા લાગ્યા. એવી જંગી ફોજ જોઇને કારતક સ્વામી ગણપતી સાથે પોતાનું સૈન્ય લેઈ ચાલ્યા. એટલે જોગણીઓ પોતાના ખપર સાથે બાવનવીરને લેઇ એકઠો થઇ, સરવે સેના ઢુંઢગીરી પરવત ઉપર પોતી અને લડાઇ સરૂ કીધી. મારો મારો એવા શબ્દો સૈન્યામાં બોલવા લાગ્યા એટલે રાક્ષસો પોતાના હથિઆર સાથ સામા થયા અને એક બીજાને શસ્ત્રવિદ્યાથી મારવા લાગ્યા એટલે ગણપતીને અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો અને પોતાના ભુતોને હુંકાર્યા. ભુતો સેનાની અંદર પોકાર કરવા લાગ્યા. માંસ, માંસ, રૂધીર, રૂધીર, પીઉ પીઉ ખાઉં, ખાઉં, એવી રીતે પોકાર કરી રાક્ષસોના સામા તુટી પડયા. કેટલાએક રૂંઢ મુંઢ માથા વિનાના, નાક વિનાના એવા વિચીત્ર ભુતો રાક્ષસના માથાં તોડી રૂધીરપાન કરવા લાગ્યા. એટલે જીભુત કરોધ કરી કેટલાએક ભુતોને પોતાના પગ નીચે કચરી કેટલાઓને બગલમાં ઘાલી કેટલાઓને પોતાના મુખમાં મેલી ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી મહા જુદ્ધ મચાવ્યું. આવો બનાવ જોઇ બાબરા ભુતને મહા કરોધ ચડયો એટલે ક્રોધમાં આવી જીભુતની સામો દોડી તેના નાક અને કાન પોતાના દાંતવડે તોડી તેના પેટમાં પ્રવેશ કર્યો અને અંદર કેટલાએક પોતાના ભુતો સાથે બંડ બચાવ્યું. એટલે જીભુત અત્યંત ક્રોધમાં આવી કેટલાએક ભુતો અગર જોગણીઓ યા વીરોને મારી ત્રાહ્ય પોકરાવી એટલે ગણપતીએ ક્રોધથી પોતાનું ત્રીશુળ જીભુતના મુસ્તકમાં એટલા જોરથી માર્યું કે જીભુતનું શીર છેદી ત્રીશુળ પાતાળમાં ગયું તેથી જીભુત મૃત્યુ પામ્યો. એવું સાંભળીને ઢુંઢો રાક્ષસ મુર્છીત થઇ પૃથ્વી ઉપર પડયો, ઘડી એકે શાંત થઇ પોતાના બાંડા ગધેડા ઉપર બેસી જુદ્ધ કરવા તત્પર થયો એટલે મહાદેવીઓ પોતાનાં ત્રીશુળ લઇ લડવા લાગી અને પોતાની શીકોતેર મેલડી આવડ, પીગળ, જંગળ મંગલ વીગેરેને હુકમ કીધો

એટલે તે ઢુંઢાને પોતાના ખર સાથે ઉપાડી આકાશમાં લઇ ચાલી, ઘણો દુર લઈ તેના નાક કાન છેદન કરી ફેરવી અને ઊંચેથી નીચે પડતો મુકયો એટલે તરત તેના પ્રાણ ગયા અને જેજેકારનાં વાજાં વાગવા લાગ્યાં. ડાક ડમરૂ સીંગી નાર અને સીંધુડા મહાદેવની સેન્યામાં થવા લાગ્યાં અને જીતનાં વાજાં વગાડી જેજે મહાદેવ બમ મહાદેવ; જે જગત મૈયા, જે સુખ દૈયા; એવી રીતના ભુતો પોકાર કરવા લાગ્યા અને માનસીંગની શોધ કરવા લાગ્યા એટલે કાણીઓ ભુત બાબરાને કહેવા લાગ્યો કે પેલી ગફામાં માનસીંગ કેદ પડેલો છે એટલે સરવે સેન્યા તે જગોપર જઈ પેલા રાક્ષસોને મારી માનસીંગને કાળાગ્રહથી બહાર કાઢયો અને ચંદ્રપ્રભાને લાવ્યા અને મોટો મંડપ રચી લગ્ન આરંભ માંડયો. હવે બ્રહ્મ લોકથી બ્રહ્મા સાવંત્રી સાથે આવ્યા, ઇંદ્ર લોકથી ઇંદ્ર ઇંદ્રાણી સાથે આવ્યા, મહાદેવ પાર્વતી સાથે આવ્યા, વીસ્નુ લક્ષ્મી સાથે આવ્યા, નારદ અંતરીક્ષથી આવી તંબુર નાદ કરે છે; બ્રહ્મા વેદથી લગ્ન કીયા કરે છે અને ઇંદ્રાણી ઇંદ્ર સાથે શૌભાગ્ય દે છે; સુર્ય રાનાદે સાથે આશીશ દે છે અને ચંદ્ર રોહણી સાથે અમૃતની વૃષ્ટી કરે છે; દેવતાનાં દુંદભી વાગેછે. નાના પ્રકારની જોવા લાયક યુક્તથી મહાદેવ માનસીંગને પરણાવેછે અને જોગણીઓ ગીતો ગાયછે; દેવતાઓ અંતરિક્ષથી ફુલની વૃષ્ટી કરેછે જેજેકાર ઇત્યાદી સર્વે દેવ આશીરવાદ દઇ સર્વે સઉને સ્થાનકે જાય છે. મહાદેવ ભેરવ વીગેરેને હુકમ કરે છે કે માનસીંગને સહી સલામત ચંદ્રપ્રભા સાથે પગનપુર નગરમાં તેના બાપ સુરિંદ્રને સોંપી આવો એટલે માનસીંગ બોલ્યો કે મારે હજી રૂપસીંહ રાઠોડનું અને ગુણસુંદરીનું કેટલુંએક કામ બાકી છે. માહાદેવે કહ્યું કે સાત દહાડા તારા નગરમા તારી પ્રીયા સાથે રહી પછી તારા કામ ઉપર જજે. માનસીંગ અને ચંદ્રપ્રભા મહાદેવને નમન કરી પોતાના દેશ તરફ ચાલ્યાં. થોડે દીવસે પગનપુરની નજદીક જઇ પોતાના બાપને વધામણી મોકલાવી જ્યારે સુરિંદ્રરાજાને પોતાના કુંવરને આવવાની વાત માલમ પડી ત્યારે રાજાને રાણીના હરખનો તો પારજ રહ્યો નહીં જેમ રંકે માણસનું ધન ખોવાએલું પાછું સાંપડે અને તેના હરખનો પાર ન રહે એજ રીતે દરબારીઓ, કારબારીઓ તેમ પો-

તાના રજપુતો રૈયત વગેરે અત્યંત હરખવાન થઇ સામૈયાની તૈયારીમાં હાજર થયા. સુરિંદ્ર રાજાએ પોતાના હાથી ઘોડા રથ, પાલખીઓ, સીગરામો, ગાડીઓ વીગેરે શુશોભીત રત્ન જડીત સ્વારીમાં લાવવા હુકમ કીધો. એટલામાં સરવે માણસો રાજાની હજુરમાં આવ્યાં અને ચોપદાર નકી પોકારી બડેજાવ મેહેરબાન સુરજવંસી રાજાને ઘણી ખમા, નિશાન ડંકા પરઘમ વીગેરે અનેક પ્રકારનાં વાજાંઓ વાગવા લાગ્યાં અને આરજાની ભેરઓ બોલવા લાગી અને પોલીસ ઘોડેસ્વાર યા પાળા પોત પોતાની કવાયત કરી રાજાને સલામ કરી અદબથી સ્વારીમાં ચાલ્યા. જ્યારે માનસીંગને માલમ પડ્યું જે મારા પીતાજી મારી સામે શેહેરની રૈયત સાથે મને તેડવા આવે છે માટે તીરથરૂપ માત પીતાના સામુ પગપાળું એટલે પગે ચાલીને અવસ્ય જવું જોઇએ એમ વિચારી પોતાના રથમાંથી નીચે ઉતરી ઉઘાડે પગે ચાલી પોતાના પીતાને દંડવત કરી ઉભો રહ્યો. તે વખત રાજાની ખુશીનો તેમજ માનસીંગની ખુશાલીનો પારજ નહીં, બેહદ ખુશીના દરીઆવમાં ગરક થયા. એટલે દીવાનો, કારભારીઓ પોતાના રજપુતો, રૈયત વીગેરે સરવે માનસીંગને મળ્યા અને માનપુર્વક શહેરમાં આવ્યા, જ્યારે રાણીએ પોતાના કુંવરને તેની રાણી સાથે જોયો ત્યારે એની માએ ઘણા હેતથી બંનેના ઉવારણા લઇ મોતી હીરા વીગેરેથી વધાવ્યા. એટલે વરકન્યા પોતાની માતાને નમન કરીને રાજદુવારમાં ગયાં, પછી તે ચંદ્રપ્રભાને જોઇને રાજા રાણી અત્યંત ખુશી થયાં. શહેરમાં જમણવારનો હુકમ કીધો જે, મારી રૈયત સાત દહાડા સુધી મારા દરબારમાં જમણવાર છે માટે થાળી, કળશીઓ, વાટકો, અથાણાં, લઇ વંડે વેલા પધારજો. ચણા ને શીરો ખાઇ ખુશી થજો એટલે શેહેરના લોકોએ હીરા, મોતી, માણેક, ઝવેર, આકુત વીગેરે નજરાણો ભેટ કીધો તે બધો રાજાએ કબુલ કીધો. ભાટ ચારણ ગાંધર્વને અનેક પ્રકારનાં દાન દીધાં અને બ્રાહ્મણોને એકેકી મોહોર સોનાની આપી કહ્યું જે મારા દેશમાં ખુશીથી ભીખ માગી ખાઓ એટલે બ્રાહ્મણો આશીર્વાદ દઇ વીદાય થયા અને માનસિંગ દસ દહાડા સુધી પોતાના બાપની સાથે ખુશી ખુશાલીમાં કાઢી રૂપસીંહ રાઠોડના કામને માટે રજા લઇ ચાલ્યો

થોડે દીવસે કોસંબી નગરી પાસે આવી પહોંચ્યો અને શેહેરના લોકોને પુછવા લાગ્યો કે ફલાણો માણસ ક્યાં છે તેઓએ જવાબ દીધો કે અહીંઆં એવો કોઈ પણ માણસ નથી કે જેના દરવાજાપર તું કહેછે તેમ લખેલું છે. માનસિંગ ચાલતો ચાલતો તે માણસના આશ્રમ તરફ ગયો અને દરવાજા આગળ જઇને એક ઝાલર પડેલું હતું તે વગાડયું એટલે તે આશ્રમમાંથી વીદ્યાર્થી નીકળ્યો અને માનસિંગે તેમ કરવાનું કારણ પુછયું. માનસિંગે કહ્યું કે માહરે તારા ગુરૂ પાસે કામ છે, તેણે અંદર જઈ ખબર કીધી એટલે માનસિંગને અંદર બોલાવ્યો. માનસિંગ ત્યાં ગયો અને નમીને તેની પાસે ઉભો રહ્યો તે રૂષીએ માનસિગને જોતાંજ આશિર્વાદ દઈ પોતાની પાસે એક આસન ઉપર બેસાડયો અને પોતાની સાથે જમાડી માનસિંગને આવવાનું કારણ પુછયું. માનસિંગે જવાબ દીધો કે, હું પગનપુરનો રહેવાશી છું અને રૂપસીંહ રાઠોડ નામના એક રાજકુમારને માટે નીકળ્યો છું. જ્યારે તેણે સઘળી વાતથી તેને માહીત કીધો ત્યારે તે માણસે માનસિંગની હીંમતની ઘણી તારીફ કીધી અને આશીર્વાદ દઇ બોલ્યો કે આ જુવાન આ કામ માથે ઉઠાવી લેવાની તે અજબ હીંમત કીધી છે. માનસિંગે કહ્યું કે ઓ માહાપુરૂષ હવે દરવાજા ઉપર જે લેખ લખ્યો છે તે મને જલદી કહે. તે બોલ્યો આ પગનપુરના રાજા કોઈ પરદુઃખભંજન હોય એમ માલમ પડેછે અને ઇશ્વરનો ખરેખરોજ ભગત છે, તારા જેવો કોઇપણ પુરૂષ આજ સુધી મેં દીઠો નથી તેનું કારણ એ કે આટલે દુરથી મારી આગળ અત્યારસુધી કોઈ પણ પુરૂષ આવ્યો નથી હવે મારો વૃતાંત હું તારી આગળ જાહેર કરૂંછું તે સાંભળ:—માનસિંગે કહ્યું કે પહેલાં હુ એ જાણવા માંગુંછું કે તને કોસંબી નગરીના લોક તપેશ્વરી કરીને કહેછે પણ તું તો એક જુવાન માણસ દેખાય છે અને તારો એક વાળ સફેત દેખાતો નથી, તે માણસે જવાબ દીધો કે આ કોસંબી નગરી વસે સાત હજાર વરસ થયાંછે પણ મારી ઉમર તો આઠ વરસની છે. જેવો તું મને હમણાંજ દેખે છે તેવોજ હું તે વખતે પણ હતો, બીજું સાંભળ કે હું એક બ્રાહ્મણનો પુત્ર હતો અને મારો બાપ વૃદ્ધ હતો. હું રોજ જુગારીનો ધંધો કરતો હતો. હું પૈસા ઘણા કમાતો પણ મારા

હાથમાં કાંઇ રહેતું નહીં રાત્રે હું ચોરનો ધંધો કરતો હતો. એક દહાડો મારે બાપે મને કહયું જે તું મારે પેટ પથર પડયો હોત તો પણ સારૂં હતું કારણ કે કપડાં ધોવાના કામમાં આવત. એટલે મેં મારા બાપને કહ્યું જે આજે હું એટલું ધન લાવી આપું કે, તમે તમારી જીંદગીમાં કોઇ દહાડો નહીં જોયું હોય, એમ કહી હું રાજાના મેહેલની નજદીક ગયો. જોઉંછું તો પેરેગીરો ચોતરફ પેરા ભરતા હતા. એક બાજુ પર એક બારી રાજમહેલની ખુલ્લી મારા જોવામાં આવી તેથી મેં હીંમત કરી તે તરફ જઈ મારી પાસે જે ચંદન ઘો હતી તે બારીના કઠોડામાં નાખી દોરી ઝાલી મેહેલમાં દાખલ થયો અંદર જોઉંછું તો રાજા પોતાની રાણી સાથે ભરઉંઘમાં સુતેલો જોયો. મેં મારા મન સાથે વીચાર કીધો જે રાજાના પલંગના ચાર પાયા નીચે લોક બોલે છે જે ચાર કળસ રત્નના ભરેલા છે માટે તેની ચોરી કરૂં તો મારા ભવનું દુઃખ જાય. એમ વીચારી પલંગની નીચે રહી હળવે રહીને જરા જરા આઘો ખસેડી નીચેથી બહાર નીકળી પેલા ચાર કળસ બહાર કાઢી તે જગો ઉપર બંધ કરી પેલો પલંગ એજ રીતે તેના ઉપર ગોઠવી તે કળસ લઇ મારે ઘેર આવ્યો. સુર્ય ઉગતાં રાજા ઉઠીને પલંગના ચાર પાયે સંભાળે તો કળસ જોવામાં ના આવ્યા એટલે રાજાએ પેરેગીગીરોને પુછયું કે મેહેલમાં કોઇ ચોરે આવીને ખાતર દઈ મારૂં રાજય ધન જે એકઠું કરી ચાર કળસ ભરી મેં પલંગની નીચે દાટેલું હતું તે ગયુ; એમ કહી પરેગીરોને કહ્યું જે તે ચોરને જે માણસ પકડી લાવશે તેને તેમાંનો અડધો હિસ્સો ઈનામ દાખલ આપવામાં આવશે. બીજે દહાડે રાત્રે હું મારા બાપ પાસેથી રજા લઇ ચાલ્યો. રસ્તામાં ચોકીનો ઘણો બંદોબસ્ત હતો તેમાંથી છાની રીતે તેજ મેહેલમાં દાખલ થયો અંદર જઇ જોઉંછું તો રાજા પોતાની રાણી સાથે ભરનીંદ્રામાં સુતેલો જોયો. મેં મારા મન સાથે વિચાર કીધો કે, જો હું ચોર ખરો હોઉં તો રાજા અથવા રાણીનાં વસ્ત્રાલંકાર સર્વે લેઇ જાઉં એમ કહી માળ ઉપર ચડી માળ ફાડી ઉપરથી પાણીનું ટીંપું નાંખ્યું એટલે રાજાના દીલ ઉપર પડયું તેથી રાજાએ પોતે પહેરેલો ડગલો તથા ચોરણો

(સુરવાર) કાઢી એક તરફ ખુણામાં ફૂંકયો અને પોતીયુ પેરી સુતો એટલે રાણીએ પોતાની સાડી કાઢી નાંખી, એવોજ હું હેઠે ઉતરી લઈ ચાલતો થયો. સવાર થતાં રાજા જુવે છે તો પોતાનાં વસ્ત્ર જોવામાં ના આવ્યાં તેમ રાણીની સાડી પણ ન મળી એટલે રાજાને વિચાર થયો કે આવો ચોર કોણ હશે જે મારા મહેલમાં આવી રાતે ચોરી કરી લઇ જાય છે માટે આજની રાતે મારા પલંગની ચોરી કરે તો હું આ ચોરને ખરો માનુ. તે વાત મારા સાંભળવામાં આવી મેં મારા બાપને કહ્યું જે આજ રાત્રે રાજાનો પલંગ રત્ન જડીત્ર છે તેની ચોરી કરવીછે માટે તમો મારી સાથે આવો એટલે મારા બાપે આવવા ખુશી બતાવી એટલે હું રાતની વખતે મારા બાપયે સાથે લઇ અંદર પ્રવેસ કર્યો અને રાજાના પલંગ નીચે ગોદડીઓ ભરી પાતર કાપી પલંગ લઇ ચાલતો થયો અને તેવાજ પેરેગીરો પાછળ દોડયા એવામાં મેં વિચાર કર્યો કે મારો બાપ નહીં ચાલી શકે, એટલે મારા બાપનું માથું કાપી હું ચાલતો થયો, અને પેરેગીરો આવીને જુવેછે તો મારા બાપનું ધડ તેના જોવામાં આવ્યું એટલે પેરેગીરોએ કહ્યું જે આજ ચોરછે એમ કહી પોકાર કરવા લાગ્યા જે ચોર પકડાણોછે, એટલામાં હું મારે ઘેર જઇ પેલો પલંગ ભોંયરામાં મુકી ટાઢા પાણીથી ન્હાઇને સુઈ ગયો. પછી મારા બાપનું ધડ દરબારમાં લઈ ગયા ત્યાં રાજાએ એવો હુકમ કીધો કે ધડની સાથે તેનુ માથું બાળે અને રાખ અને હાડકાં નદીમાં નાંખી આવેતો હું તે ચોરને સઘળી ચોરીની માફી આપી મારો કેટલોએક ખજાનો ભેટ કરૂં. એ વાત મેં સાંભળી તે લાસની તપાસ કરતાં નહીં માલમ પડયું, એટલે રાજાએ હુકમ કીધો કે આ લાસને મજબુત ચોકી સાથે મસાણમાં બાળી મુકો. તે વાત મારા સાંભળવામાં આવી એટલે મેં મારા મન સાથે વિચાર કીધો કે મારા બાપને તેના ધડની સાથે તેનું માથું બાળુંતો હું ખરો, એમ કહી મેં નવજોબન ખુબસુરત સ્ત્રીનો વેશ પેહેરી રાતની વખતે મશાણ તરફ ચાલ્યો એટલામાં ચોકીદાર બોલ્યો કે અરે દીલજાની ઓર મેરી પાસતો તુમ આઓ યાર એસા તુમ ફકા કયા કરતેહો લેનકી દો ઘડી મોજ સોખતો કરો એટલે હું બોલ્યો અરે યાર આમ શું કરે છે. જો

પેલો પછવાડે મારો ધણી આવે છે તે જોશેતો તારાને મારા કેવા હાલ થશે એમ કહી આંખના પલકારાથી ઝાર બેજાર કરી સ્ત્રીચરિત્ર બતાવવા લાગ્યો એટલે સઘળા મીયાં બોલ્યા કે યાર ચલમ તો પીયો એટલે મેં કીધું જે મારેતો ઘણું વેગળું જવાનું છે તમે લોકો મારો કેડો છોડતા નથી એમ કહી ક્રોધ કરી મેં ચાલવા માંડયું એટલે મીયાંભાઇએ મારો હાથ ઝાલી કહ્યું કે દીલજાન તુમ કીદર જાતો હો એટલે તે બોલી અરે યાર હું તો કપડાં ધોવા જાઉછું એટલે સીપાઈ બોલ્યો અરે યાર શું બોલે છે એ રાતકી વખત કપડાં ધોનેકીહે, એમ કહી મને ખેંચવા લાગ્યો એટલે હું પેલી ચેહેતરફ મારા કદમ ભરી પેલું માથું બળતી ચેહમાં નાંખી મારો મોતીનો હાર તોડી પોકાર કરી કહેવા લાગી કે, મારો અમુલ્ય મોતીનો હાર તોડયો માટે હું રાજાની પાસે ફરિયાદ કરવા જાઉછું. એટલે સીપાઇઓના તો બાર વાગી ગયા અને માંહોમાંહે કેહેવા લાગ્યા દેખો મેરે ભાઇ આ રંડી રાજાકી પાસ ફરિઆદ કરી અપનેકું રાજાકા એસા હુકમ હે કે એ મુડદાકી પાસ કોઇબી માણસને આવવા દેશોમાં મગર એ ઓરત અપની પાસ આઇ મગર રાજાકો હુકમ તોડયો મગર ઉસકા હારકીબી ચોરી અપને માથે પડી. માટે રાજા અપનેકું કેદ કર વગર ભાડેકી કોટડીમાં દાખલ કર દેવેગા પીછું અપના હાલ કયા હોયગા એટલે એક મુકરાની બોલ્યો ગુડા મેં કેસા, મુકરાની મેરે જેસા કોઇ લડવેયા નહીં દેખા મેરે ભાઇ મેં કેસા, મેને એકદીન જંગલમેં ફરનેકું ગયાથા તબ એક વાવડી મેને દેખા; મેં પાનીકે વાસ્તે અદર ગયાતો અંદરસે એસા બોલને લગા કે ડરાઉં ડરાઉં ગુડમેં બોલા મેં મકરાની મેં તેરેસે ડરને વાલા નહીં ગુડાતે પીછું ડરાઉં ડરાઉં કરને લગા, પીછુ મેરી સાથ દુસરા સીપાઇથા ઓ સૈયદથા ઓ બોલાકે મેં રાનપુર કે રેનેવાલે મુલાને ગોસ ખાનેવાલે ભરૂતો જકજોલકે ભાઇજા તેરા કાલા કર, એટલે પેલું માથું અગ્નીથી બળી ખાખ થઇ ગયું અને પેલી સ્ત્રીએ હારને માટે જક કરવા લાગી એટલે તમામ સિપાઇ ચોતરફથી જોવા લાગ્યા એટલે સ્ત્રી બોલી કે આ સઘળું એકઠું કરી પેલી નદીને કીનારે તમારા માથા ઉપર ઉચકી લાવો એટલે તે રાખ ધોવાથી બધાં તેમાંનાં મોતી

જડશે. મીયાંભાઇએ તેમ કર્યું સવાર થતાં હું ત્યાં કાગળની ચીઠીમાં સરવે બીના લખી રાજાની દેવડીમાં નાંખી આવ્યો એટલે રાજાના હજુરીએ તે ચીઠી રાજાને આપી રાજા ચીઠી વાંચે છે તો તેમાં લખેલું એવું હતું કે, માથું ચેમાં ઘડની સાથે બાળ્યું છે ને રાખ મીયાને માથે મુકી નદીમાં નાખી છે અને હું આજ રાત્રે તારા મહેલમાં ચોરી કરવા આવનારછું માટે હોંશિયાર રહેજે. એટલે રાજાએ પેલા સિપાઇઓને બોલાવી પુછ્યું તેથી સરવે બીના સાબીત થઇ. રાજાએ ચોરને પકડવા શેહેરમાં બીડું ફેરવ્યું તે બીડું લાખો ગુણકાએ લીધું તે વાત મેં સાંભળી એટલે હું રાતની વખતે સોદાગરનો વેશ પહેરી ઘણા ભભકાની સાથે ગુણકાની મેડીએ ગયો અને કહ્યું કે એક રાતના સવાલાખ રૂપિયા તુને મારો શેઠ આપશે માટે તું મારી સાથે બાહાર રાજાના બાગમાં આવ. એટલે ગુણકા બોલી કે આજ રાત્રે મારે રાજાનો ચોર પકડવો છે માટે મારાથી બાગમાં આવી સકાશે નહી. એટલે મેં કહ્યું જે એક કલાકની અંદર તમને આ જગ્યાએ પાછાં મુકીશ માટે ચાલો. તે ગુણકાએ પોતાના મનમાં વિચાર્યું કે આ માણસ મોટા ભભકાની સાથે આવેલો છે તો તેનો શેઠ તેનાથી ધનવાન વિશેષ હશે માટે દસ વાગ્યા પહેલાં તે શોદાગરનું મન રંજન કરી સવાલાખ મહોરો લેઇ આવું એમ કહી પોતાની લુંડીને હુકમ કીધો એટલે તરત પોતાનો રથ જોડી ચાલ્યાં. શેહેરની બહાર જઇ પેલા સોદાગરને કહ્યું કે તારો શેઠ ક્યાં છે ? સોદાગર બોલ્યો કે આ તમારો રથ અને તમારી લુંડી બંને આ જગ્યો ઉપર ઉભાં છે એટલામાં આપણે પેલા બંગલામાં મારો શેઠ બેઠેલા છે તેની મુલાકાત લઈ પાછાં સુખેથી ફેરો. તે ગુણકા મારી સાથે બાગ તરફ ચાલી એટલામાં એક મહીયારી પોતાનું મહી વેચવાને શેહેરમાં જતી હતી તેને મેં પુછ્યું કે તારી આગળ દહી છે ? એટલે તે બોલી કે મારી આગળ દહી એવું છે કે, કદી ભીંતમાં ચોટાડોતો ચોટી જાય તેની પાસેથી દહી લઈ બંને જણ બાગ તરફ ચાલ્યાં એટલે એક વાવ્ય આવી કે તે ગુણકા બોલી મારે જરા આ ઠેકાણે નાવું. છે એમ કહી પોતાના અલંકાર વસ્ત્ર ઉતારી વાવ્યનાં અંદર ન્હાવા પેઠી એટલે મેં મારા મનમાં લાગ જોઇ તે ગુણકાને ઉંધે માંથે વાવ્યના મતવાલા સાથે લટકાવી પેલા

દહીંથી તેના બધા શરીરને લેપ કરી માથાના વાળ કાપી ચો-ટલો હાથમાં લઇ સઘળું વીત લઈ ચાલ્યો. તે શહેરમાં જઇ મ્હારે ઘેર તે સરવે મુકી રાજાના મહેલ તરફ ચાલ્યો તે મહેલમાં જઇ રાજાની રાણીની ડોકમાંથી હીરાનો હાર લઈ જંગલ તરફનો રસ્તો લીધો. જ્યારે સવાર થઈ ત્યારે મને તે જં-ગલમાં કંઇ ગરબડ જેવું સંભળાયું. હું તે અવાજ તરફ ગયો અને જોઉંછું તો સાત ચોરો પુષ્કળ માલમતા જર-ઝવેર હીરા માણેક આકૃત વીગેરે વેંચી લેવામાં રોકાએલા હતા. તેઓ મને પુછવા લાગ્યા કે તું કોણ છે અને આ ઠેકાણે કેમ આવ્યો છે મેં તેઓને સઘળી સાચી વાત કહી દીધી, એટલે તે લોકોએ મને કહ્યું કે આ હીરાનો હાર પણ તું સઘળી માલમતા સાથે મેલ અને પછી આપણે સરવે જણ સરખે ભાગે વેંચી લઇએ. આ બોલતાં વારમાં તો તે જંગલમાં એકાએક જે કુબેર મહાદેવનો ભંડારી પોતાના ગણો સાથે આવ્યો. અને મોઢેથી બુમ પાડી કે સઘળુ જંગલ ધરતીકંપની માફક હાલવા લાગ્યું અને હજારો વરસના પુ-રાતન ઝાડો જડ મુળમાંથી ઉખડી ગયાં અને મોટા મોટા પરવતોની શીખરો તુટવા લાગી ઘણો ઉત્પાત જોઈ સઘળા ચોરો નાશી ગયા અને હું ત્યાં એકલો ઉભો રહ્યો પછી તે ભંડારી મારી પાસે આવ્યો અને પોકાર કરી મને પુછવા લાગ્યો કે તું કોણ છે તે ખરેખરૂં મને કહે નહી તો આજ ઠેકાણે હું તને જીવથી મારી નાખીશ. મેં કહ્યું કે હુ જુગા-રીનો ધંધો કરૂંછું. જ્યારે મારા હાથમાં કંઇ પૈસા રહેતા ન-થી ત્યારે રાતમાં હું ચોરી કરૂંછું. ગઇ રાત્રે હું રાજાના મેહેલ માં દાખલ થયો અને તેની રાણીના ગળામાંથી હીરાનો હાર ચોરી કરી લાવ્યો જ્યારે હું આ જંગલમાં આવ્યો ત્યારે મેં સાત ચોરોને આ ધનના ઢગલા આગળ ઉભેલા જોયા તેઓને મેં મારી બીના જાહેર કીધી ત્યારે તેઓએ મારી પાસે આ હીરાનો હાર માગ્યો એટલામાં તમારો ભયંકર અવાજ સાંભળી તેઓ સઘળા નાશી ગયા ત્યારે તેણે જવાબ દીધો કે તેં મને સઘળું સત કહ્યું છે તેથી આ તારી ચોરીનો ગુનો હું તને માફ કરૂંછું. આ સઘળું ધન હું તને આપુંછું પણ તું હવેથી જુગાર રમતો ના, જો હવેથી ચોરી કરે નહીં તો તુને કશી કમી અથવા દુઃખ નથી, આ જં-

ગતમાં તારી ઉમર નવ હજાર વરસની થશે. આ સાંભળી હું ખુશી થઇ સઘળું ધન મારા ઘરમાં લાવ્યો અને એક મોટી ઇમારત બાંધી તેમાં રહ્યો પણ મારા શેહેરના લોકોએ મને જંપીને બેસવા દીધો નહીં. તેઓ મને શેહેરના મુખીની પાસે લઇ ગયા તેણે મને પુછયું કે ઓ માણસ તું ઘણો ગરીબ અવસ્થામાં હતો અને હમણાં આ સઘળું ધન ક્યાંથી ચોરી લાવ્યો છે. મેં સઘળી વાત ખરેખરી જેવી હતી તેવીજ કહી દીધી, પછી તે મને રાજા પાસે લઇ ગયા. રાજાને પણ મેં સાચેસાચી વાત સીવાય બીજુ કાંઇ પણ કહ્યું નહીં તે સાંભળી રાજાએ સઘળા દરબારીઓને કહ્યું કે મારી ઉમરમાં મેં પણ સાચો માણસ આને જોયો માટે આજ માણસ સાચો છે કારણ કે કોઇ માણસ આવી રીતે પોતાની એબ ઉઘાડે નહીં. રાજા મારી ઉપર ઘણોજ ખુશી થયો અને મને પુષ્કળ ખજાનો આપ્યો જેમાંનો હજી મારી આગળ ઘણો છે અને આજ ઘણાં વરસ થયાં હું ખરચુ છું, અને વિદ્યાર્થીઓને ખવરાવું છું પણ તેનો પાર આવતો નથી. જેથી મેં દરવાજાપર લખ્યું છે જે સત્ય બોલનાર તે હંમેશ સુખમાં રહે છે. હવે તું કોનો છોકરો છે તે મને જણાવ. માનસિંગે કહ્યું કે હું પગનપુરના રાજા સુરિંદ્રનો પાટવી કુંવર છું. આ સાંભળતાંજ તે રૂષી ઉઠયો અને માનસિંગના હાથને બચી દઇ ઘણીજ આશીશ દેવા લાગ્યો અને બોલ્યો કે માનસિંગ સીવાય પરદુ:ખભંજન બીજો કોણ છે જે આવાં કામ કરવાને હીંમત ધરે. પછી થોડા દહાડા સુધી પોતાના આશ્રમમાં માનસિંગને પરોણા તરીકે રાખ્યો, અને ઘણી ખાતર બરદાશ કરી વીદાય કીધો. કેટલેક દહાડે ચંપાનગરીએ આવી પોચ્યો ત્યારે ગુણસુંદરીના માણસોએ તેને ઓળખ્યો અને તેને પોતાની શેઠાણી આગળ લઈ ગયા. ગુણસુંદરીએ પડદો નાંખી પુછયું કે ઓ માનસિંગ આટલો મોડો ક્યાંથી આવ્યો અને મારા પ્રશ્નની શી ખબર લાવ્યો. માનસિંગે સઘળી વાત ગુણસુંદરીને કહી પછી તે બોલી કે તું સાચુંજ કહે છે. માનસિંગે કહ્યું કે તે માણસને એટલો તો પૈસો છે કે આ પૃથ્વીમાં બીજા કોઈની પાસે નથી. તેનો કોઇ દીવસ પાર આવે તેમ નથી પછી ગુણસુંદરીએ માનસિંગને જમાડી ધરમશાળામાં રૂપસિંહ

રાઠોડની પાસે મોકલ્યો, એટલે રૂપસિંહરાઠોડ અને માનસિંગ બંને મળ્યા ને તેની આગળ સર્વે વાતનો ખુલાસો કીધો. માનસિંગ રાતનો રૂપસિંહ પાસે રહી સવારમાં ગુણસુંદરી પાસે પાંચમા પ્રશ્નને માટે આવ્યો, તે બોલી કે બળતા પર્વતની ખબર લાવ કે તે પર્વત શું કામ બળે છે પછી માનસિંગ તેની ખબર લેવા ગયો.

---

## માનસિંગ પાંચમા પ્રશ્નની ખબર લાવ્યો તેની વાર્તા.

જ્યારે માનસિંગ ચંપાનગરીથી પાંચમા પ્રશ્નનો જવાબ લેવા નીકળ્યો ત્યારે પોતે જંગલ તરફનો રસ્તો લીધો અને ત્યાં એક પાણીના વેહેળા પાસે જઇ નાહી ધોઇ ઇશ્વરની પ્રાર્થના કરવા બેઠો એટલામાં જંગલમાં કોઈ માણસનો પોકાર પોતાને કાને પડયો એટલે માનસિંગ તે અવાજ તરફ ચાલ્યો. થોડેક દુર ગયો એટલે એક માણસને રોતો જોઇ કહેવા લાગ્યો કે ઓ જુવાન તું આ બીઆમણા જંગલમાં કોને માટે રડી પોતાનો જીવ ખુવેછે. એટલે તે રાજકુંવર બોલ્યો કે હું બુંદીકોટાનો હાડો રજપુતછું, મારૂં નામ અમરસીંગ છે; હું ત્રબાવટી નગરીના રાજા ચંદ્રસેનની છોકરી દીપમણી ઉપર આશક થયોછું. તેણીના બાપને પતનો રોગ થયો છે તેથી તેણીએ એવું પણ લીધું છે; કે જે માણસ ગરૂડ પંખીની ચરક અને ઈસ્માલ જોગીના બાગમાંથી સાચી કસ્તુરી લાવે તેની સાથે તેણીનું લગ્ન કરે. એવું સાંભળી હું આ જંગલે જંગલ અને પહાડે પહાડ ફર્યો પણ મને તેનો રસ્તો મળ્યો નહીં. આખર હું આ જંગલમાં હાય પોકારી મારા પ્રાણ તજવાનો હતો એટલામાં તમો મારી પાસે આવ્યા. હવે હું મારો પ્રાણ શી રીતે બચાવું અને હું મારી માસુકને શી રીતે મંળું એમ કહી જારબેજાર રડવા લાગ્યો એટલે માનસિંગ હીંમત આપી કેહવા લાગ્યો કે તારૂં દુઃખ હું દુર કરીશ ત્યારે મારા મનની શાંતિ થશે. એમ કહી અમરસીંગને કહ્યું કે તુને રસ્તાની ખબર છે એટલે અમરસીંગ બોલ્યો કે મેં એક જોગીની પાસેથી સાંભળ્યું છે જે ઇસ્માલજોગી કામરૂદેશમાં કમાવેશી દેવીના મઠમાં રહે છે. તેનો બાગ ત્યાંથી દોઢસો કોસ દુરછે તે ઠેકાણે તેની છોકરી ઢોંગી કેટલાએક જાદુગરો

કેટલાએક સાપો, વાંછીઓ, ગરોળિઓ અને ફાડી ખાનારાં જાનવરો ઇત્યાદીની ચોકી તેના આડી છે તે જગ્યોએ જે માણસ જાય છે તે હરગેજ જીવતો પાછો આવે છે. એવું સાંભળી માનસિંગ પોતાના મનસાથે કહેવા લાગ્યો જે આ જગતને દુઃખ દેનારા તે દુષ્ટોનો નાશ કરવો જોઇએ એમ કહી તે માણસને હીંમત આપી કામરૂદેશનો રસ્તો માનસિંગે લીધો થોડાએક દીવસમાં એક ઝાડ નીચે અફસોસ કરી બેઠો અને પોતાના મન સાથે કહેવા લાગ્યો કે હજુ મને કામરૂદેશના રસ્તાની કાંઇબી ગમ પડી નહીં, હવે મારે કઇ તરફ જવું એમ કહી ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો એટલે તે ઝાડ ઉપર ગરૂડપંખી પોતાની માદાને કેહેવા લાગ્યો કે આ માનસિંગ પરદુઃખભંજન છે. પારકાને માટે પોતાના જીવની દરકાર છોડી કામરૂદેશમાં જાય છે. ત્યારે તે માદા બોલી કે કામરૂદેશ પુર્વદિશામાં ઉપસાગરની પાસેના બેટમાં છે તે કામરૂદેશમાંની સ્ત્રીઓ હરેક પુરૂષને પોતાના દેશમાં આવેલો જોઇ અત્યંત પ્રેમ દેખાડી પોતાના ઘરમાં લઇજઇ તે પુરૂષને દિવસે બળદ કરી પોતાની ખેતીનું કામ કરાવે છે. અને રાત્રે પોતાના યાર તરીકે ભોગવેછે એટલે નર બોલ્યો કે જો માનસિંગ આ વખત પુર્વદિશા તરફ જાય તો પોતાનું કામ પાર પાડી પાછો આવે, તે સાંભળી માનસિંગ ઝાડ નીચેથી ચડપથી પુર્વદિશામાં ચાલ્યો, ચાલતાં ચાલતાં કેટલેક દિવસે એક નદીના કીનારા પાસે આવ્યો અને જુવે છે તો એક જોગીને તપ કરતો જોયો અને માનસિંગ તેની સ્તુતિ કરી તેની પાસે બેઠો. એટલે જોગી બોલ્યો અબે બેટા તુંમ કીદરસે આતા હે. કહાં તલક જાતા હે. એટલે માનસિંગ બોલ્યો કે મારો ઈરાદો કામરૂ દેશમાં જવાનો છે તે સાંભળી જોગી બોલ્યો. ઓ બેટા તેરા દુશ્મને તેરેકું ભરમાકર તુજે મારનેકા ઈરાદા કર ફાંસમે ડાલાહે માટે આ ખ્યાલ છોડી તુમ તુમારા દેશતરફ જાઓ, એટલે માનસિંગ બોલ્યો. ઓ મહાપુરૂષ આ કામ મેં મારે માટે કીધું નથી પણ બીજાને વાસ્તે કીધું છે. એટલે તે જોગી બોલ્યો કે તું માનસિંગ પરદુઃખભાગનાર છે તેણે કહ્યું હું તેજ છું એટલે જોગી બોલ્યો કે તું મારૂં દુઃખ ટળશે તો તારૂં પરમેશ્વર કલ્યાણ કરશે. માનસિંગે કહ્યું ઓ મહારાજ તમારે એવું શું દુઃખ છે તે મને જલદી

કહો. હું તમારૂં કામ પાર પાડીશ. એટલે તે જોગીએ કહ્યું કે ઇંદ્રની અપસરામાં પ્રભાવંતી ઉપર આશક થયો છું માટે મારી માશુકને મેળવી આપશે, એવી હું આશા રાખું છું, એટલે માનસિંગ બોલ્યો કે તે શેહેર ક્યાંછે તે મને કહો એટલે જોગી બોલ્યો કે આ નદીને સામેપાર તે શેહેરમાં સ્ત્રીઓ રહેછે બીજું કોઈ ત્યાં માણસ જઇ શકતું નથી, કદી કોઇ પુરૂષ જાયછે તે પાછો આવતો નથી તે સાંભળી માનસિંગ હિંમત આપી બોલ્યો તે નદીને સામેપાર ગયોછે ને જુવેછે તો સુશોભીત શેહેર તેની નજરે પડયું. તે શેહેરમાં દાખલ થઇ જુવે છે તો કોઈ માણસ તેની નજરે ન પડયું એટલે પોતાના મનમાં કહેવા લાગ્યો કે આ ગંજાવર શેહેર વસ્તીવિના કેવું બિહામણું લાગે છે એમ કહી મધ્ય ચોકમાં ગયો એટલે એક મહેલ તેની નજરે પડયો તે મેહેલ હીરાથી જડેલો હતો. જ્યારે માનસિંગ નજદીક ગયો ત્યારે મેહેલના દીવાનખાનામાંથી ચાર ખુબસુરત અપસરાઓ નિકળી માનસિંગનું રૂપ જોઇ મોહિત થઈ તેનો હાથ ઝાલી અંદર લીધો ને ઘણા નાચરંગથી ખુશી કરી પોતાના નિયમ પ્રમાણે એક એક દિવસ પોતાને ત્યાં રાખવાનો ઠરાવ કીધો. તે અપ્સરાઓ દિવસે તેની સાથે એશઆરામ કરે અને રાત્રે ઇંદ્રની પાસે સ્વર્ગમાં નાચ કરવા જાય. એક દિવસ માનસિંગ પણ તેની સાથે તેના વૈમાનની નીચે છાની રીતે ભરાઈ ઇંદ્રના દરબારમાં દાખલ થયો તે દિવસે સાૈથી નાની પ્રભાવતીનો નાચ હતો. જ્યારે તે ઇંદ્રની સામી નાચ કરવા લાગી ત્યારે તેને ઇંદ્રે હાર આપ્યો એટલે પોતાના હાથમાં લઇ તે હાર પોતાને પછવાડે મુકવા ગઈ તેવોજ તે હાર માનસિંગે લીધો. તે અપસરા ફરીથી નાટારંગમાં મશગુલ થઇ એટલે ઇંદ્રે તેને ડમરૂં ઝાંઝર આપ્યું તે લઈ પછવાડે મુકવા જાયછે કે તરત માનસિંગે તે ઝાંઝર તેજ રીતે લીધું એટલે નાચ પુરો થયો કે તે અપસરાઓ પોતાના વૈમાનમાં બેસી ચાલીઓ એટલે પોતાનું શેહેર આવ્યું, પછી ચારે એકઠી થઇ પોતાની રીત પ્રમાણે સાૈ સાૈના દીવાનખાનામાં તરેહવાર ભભકો કીધો કે આજે પ્રભાવંતીનો વારો છે. તે માનસિંગ પાસે બેઠેલો હતો તેને કહ્યું કે તમો આજે પ્રભાવંતીના દીવાનખાનમાં એશ આરામ કરી તમો તમારૂં દીલ ખુશ કરો. તે માનસિંગ ત્યાંથી ઉઠીને પ્રભા-

વંતીના મેહેલમાં દાખલ થયો એટલે તે અપછરાએ ઘણા હેતથી માનપુર્વક સન્માન આપી ઘણી આજીજીથી પોતાના તખ્ત પર બેસાડયો ને તે અપછરા તેની સામી નાચ રંગમાં મસગુલથી તે માનસિંગને ખુશી કરી બોલી કે આજે આપણે બને સોગઠાં બાજી માંડી હોડ એવી સરતથી કરીએ કે જે હારે તે પોતાના વચનથી બંધાય. એમ કરી બાજી માંડી, તેમાં પ્રભાવતીની જીત થશે, એવું માનસીંગને માલમ પડયું કે. માનસીંગ બોલ્યો કે મને આજ રાત્રે એક સ્વપ્નું આવ્યું તેમાં તું ઇંદ્રની સભામાં નાચ કરતી હતી, ત્યારે ઇંદ્ર તારા ઉપર ખુશી થઇ તને એક હીરાનો હાર આપ્યો તે હાર તેં તારે પછવાડે મુકી ફરીથી ઇંદ્રને વધારે રીઝવવા માટે નાચરંગ કરવા લાગી એટલે ઇંદ્રે તુને ડમરૂ ઝાંઝર આપ્યું તે સાંભળતાંજ તે અપછરાનો ચેહરો ઉતરી ગયો કે પોતાના કાચા બાર પડયા અને માનસિંગની જીત થઈ એટલે માનસિંગ બોલ્યો કે તારી પાસે વચન માગુછું ત્યારે તે બોલી કે આજથી હું તારીજ છું તું જેને આપવા ચાહતો હશે તેની પાસે રેહેવાને હું કબુલ છું તેનું વચન લઈ માનસીંગે તે અપછરાને પેલો હાર તથા ડમરૂઝાંઝર આપ્યાં તે જોઇ પ્રભાવતી ઘણી આશ્ચર્ય પામી માનસિંગની બહાદુરીનાં વખાણ કરવા લાગી એટલે રાત પડી કે પેલીઓએ ઇંદ્રના દરબારમાં જવાની તૈયારી કીધી એટલે માનસિંગ બોલ્યો આજે માહારે આ જગ્યાથી જવાનો ઇરાદો રાખુંછું માટે તારૂં વચન પાળવાને કબુલ હોય તો માહારી સાથે આવ. તે સાંભળી પ્રભાવંતી બોલી કે મારાથી એમ શી રીતે અવાય કેમ જે મહારી બેહેનો આપણને જવા દેશે નહીં માટે તેનો એક એવો ઉપાય છે કે તેનું જોર કાંઇબી રીતે ચાલશે નહીં, તે ઉપાય એ છે જે આ સાવરણી આપણે સાથે લઇ જઈએ એટલે મારી બેહેનો આપણી પછવાડે સામળીઓ થઈ જ્યારે આવે ત્યારે આમાંની સળીઓ રસ્તામાં વેરજો એટલે તે સળીઓ પોતાની ચાંચમાં લઇ મુકવા જશે એટલામાં આપણે નદીને સામેપાર જઇશું એટલે તેનું જોર કાંઇ ફાવસે નહિં, એમ કહી કેટલુંએક જવાહીર ગાંસડો બાંધી પોતાના હાથમાં સાવરણી લઈ છુપી રીતે ચાલ્યાં, એટલે પેલીઓએ પોતાના મેહેલમાંથી જોયું

તો પોતાની બેન માનસિંગની સાથે જતી દીઠી કે તરત તેના પછવાડે સામળીઓ થઈ દોડીઓ એટલે માનસિંગે પેલી સાવરણીની સળીઓ રસ્તામાં વેરી નાંખી તે જોઈ પેલીઓ પોતાની ચાંચવતી વીણી પાછી પોતાના દીવાનખાનામાં મુકવા ગઇ, એટલે બંને જણ નદીની પેલી પાર પુગી ગયાં કે પેલી સમળીઓ થઈ પાછી આવી કે હનુમાને હાંક મારી એટલે નિરાશ થઇ પાછી ગઇ એટલે માનસીંગ પ્રભાવતીને લઈ પેલા જોગીને મળ્યો તે જોગી માનસિંગની હિંમતના વખાણ કરી કેહેવા લાગ્યો કે ધન્ય છે તારી માતાને જે તેની કુખે તારા જેવું રત્ન ઉત્પન્ન થયું એટલે માનસિંગે કહ્યું કે હયો ગુરૂજી આ તમારી પ્રભાવંતી જેને માટે તમો પોતાની દેહ ખાખ કરો છો તે માશુક તમને આપુંછું માટે ખુશી થઈ હયો. એટલે જોગીએ તેને ઝરઝર કથા અને અંતરિક્ષ વિદ્યા અને ઉડણ ખાટલી અને લાલીયો ધોકો અને અક્ષય પાત્ર એ પાંચ વસ્તુઓ આપી કહ્યું, કે જા બચ્ચા તેરેકું એ દુઃખકી બખત બોત કામકી હે, એટલે માનસિંગ બોલ્યો કે આ વસ્તુ શા કામની છે તે મને કહો. એટલે જોગી બોલ્યો કે ઝરઝર કથા માથે મુકીશકે જાદુથી પથ્થર બનેલો જે માણસ હશે તે પાછો પોતાની સુદ્ધીમાં આવશે, આ અંતરિક્ષ વિદ્યાનો મંત્ર ભણવાથી તુને તારો દુશ્મન જોશે નહીં અને આ ઉડણખાટલીછે તેના ઉપર તું બેસી તારી ઇચ્છા પ્રમાણે તારે જે જગોપર જવું હશે ત્યાં જઈ સકીશ અને લાલીયો ધોકો છે તે તને લડાઈની વખતમાં ઘણો કામનો છે, ને અખેપાતરમાં તારી ઇચ્છા પ્રમાણે જે ચીતવીસ તે પ્રમાણે પકવાનો તૈયાર થશે. તે પાંચ વસ્તુઓ લઈ જોગીની પાસેથી રજા લઈ ઉડણ ખાટલીમાં બેસી બોલ્યો કે ઉડે ઉડણ ખાટલી જયાં કામરૂદેશ. એટલે કામરૂ દેશમાં પોચ્યો તે માનસિંગને જોઈ કામરૂદેશની સ્ત્રીઓ મોહીત થઈ એક બીજી સાથે કેહેવા લાગી કે આ પુરૂષ ખુબસુરતછે માટે તેને આપણા ઘરમાં રાખવો. એમ કહી પોતાના શહેરમાં આવવાને કહ્યું એટલે માનસીંગ બોલ્યો કે તમે કોણ છો મને આ દેશનું નામ કહો ત્યારે તે બોલી કે આ દેશનું નામ કામરૂદેશ છે અને ઇસ્લામ જોગીનો મઠ કરીને આ શેહેર ઓળખાય છે અને અમારે ઘેર જે પુરૂષ આવે છે તેને અમો અમારે ઘેર અમારા પુરૂષ તરીકે રાખીએ છીએ.

એટલે તે માનસિંગ બોલ્યો કે તમારે એવી શી રીત છે જે બીજા દેશના પુરૂષની સાથે તમે જારકર્મ કરી પોતાના પ-તિવ્રતા ધર્મથીભ્રષ્ટ થાઓ છો તે દુષ્ટ ધારાથી તમો વેગળાં રહી પોતાના ખરા અંતઃકરણથી જે તમારો પુરૂષ હોય તેની સેવા બજાવો. તે સ્ત્રીઓ તેના ઉપર ક્રોધ કરી પોતાના જાદુ ફેંકવા લાગી, એટલે માનસિંગ અંતરીક્ષ થઇ ઉડણ ખાટલીમાં બેસી બોલ્યો કે ઉડ ઉડણ ખાટલી જ્યાં ઇસ્માલ જોગીનો બાગ; એટલે તે જગ્યાના નજદીક પડયો અને જુવે છે તો મોટા મોટા અજગરો તેની સામા દોડી આવ્યા તે અજગરો એટલા તો મોટા હતા કે જેના મુખ-માંથી એટલો તો આતસ નિકળતો હતો કે જેની જ્વાળા આકાશ સુધી ઉડતી હતી, તે જોઇ માનસિંગ ઘણો બ્હીનો અને રીંછના છોકરીનો આપેલો મોહોરો પોતાના મોહોડામાં રાખી સાવધ થઇ ઉભો રહ્યો એટલે મોટા પર્વતના શીખર જેવો એક અજગર આવી માનસિંગને ગળી ગયો, માનસિંગ તેના પેટમાં ગયો એટલે તેને સમુદ્ર માલમ પડયો તે જોઇ પોતાના મન સાથે કહેવા લાગ્યો કે હું આ જગ્યામાં શી રીતે રહી શકાસ એમ કહી લાલીઆ ધોકાને હુકમ કીધો કે આ અજગરનું પેટ ચીરી મને બહાર કાઢ એટલે એક ધોકાના સહસ્ત્ર ધોકા થઇ અજગરના પેટની અંદર કુદવા મંડયા એટલે અજગર ધોકાના મોટા મોટા ધોકાથી ઘણો અકળાયો અને થોડીક વારમાં મરણ પામ્યો એટલે તેનું પેટ ચીરી માનસિંગ બાહાર નીકળી પોતાના વસ્ત્ર સુકવી ઉભો રહ્યો એટલામાં કેટલાએક અજગરો આવી અગ્નિના ભડકા કરવા લાગ્યા તે જોઇ માનસિંગે અંતરિક્ષ થઇ લાલીયાને હુ-કમ કીધો કે મતારાં અજગર સામાં લડવા લાગ્યાં અને સાત દીવસ સુધી એટલી તો લડાઈ ચાલી કે જેના ભારથી જંગ-લ ધ્રુજવા લાગ્યું અને મોટા મોટા પાહાડનાં શીખરો તુટી પડયાં અને સાત દીવસના યુદ્ધમાં અજગરોનો નાસ કરી ત્યાંથી આગળ ચાલ્યો એટલે મોટા પાડા જેવા વીંછીઓ મહા ઝેરી જેના ડંખથી પ્રાણ તત્કાળ જતા રહે તેવા વીં-છીઓ તેના સામા થયા એટલે લાલીઆને હુકમ કીધો કે-તરત તેઓને મારી આગળ ચાલ્યો એટલે ગરોળિયા એ-ટલા મોટા હતા કે હાથીના જેવું તો બદન અને જેની જીભ

એટલી તો મોટી હતી કે હાથીની સુંઢજ હોય તેવા ગરોળિયા માનસિંગ સામે થયા એટલે માનસિંગે અંતરીક્ષ થઇ લાલીયાને હુકમ કીધો એટલે એક ધોકાના સહુએ થઇ તેઓની સામે લડવા લાગ્યા એટલે તે ગરોળિઆ તે ધોકાને ગળવા લાગ્યા કેટલાએક ધોકા ગરોળિયા ગળી ગયા તે ધોકા તેના પેટમાં દોડમદોડ કરી તેનું પેટ ચીરી બાહાર નીકળ્યા એટલે તે બધા ગરોળિયા મરણ પામ્યા એટલે માનસિંગ બાગમાં ગયો તે બાગ એવો તો રમણીક કે ઇંદરનો બાગ તેની આગળ તુચ્છ. તે જોઇ માનસિંગ ઘણું આશ્ચર્ય પામી તે બાગમાં ચરનારા કસ્તુરીઆ મ્રગને પાડવા જાય છે તેથી તે મ્રગે બુમ પાડી એટલે ઇસ્માલજોગીની છોકરી ઢાંકીને માલમ પડયું કે મારા બાગમાં એવો કોણ પુરૂષ આવ્યો છે જે મ્રગને પકડી મહારી કસ્તુરી લેછે. એમ કહી પોતાનું જાદુ ફેંકતી તેની તરફ આવી એટલે માનસિંગ અંતરીક્ષ થઈ એક બાજુપર ઉભો ને તેના લાલીઆ ધોકાને હુકમ કીધો કે મતારાં તડોતડ લાગજો. એવો હુકમ સાંભળતાંજ તરત ઢાંકીના કુલા ઉપર લાગવા માંડયા એટલે બુમેબુમ પાડી પોકાર કરી તેના બાપને યાદ કીધો એટલે ઇસ્માલ જોગી પોતાનું જાદુ ફેંકતો ફેંકતો અધરથી ઉડી આવ્યો. જુવે છે તો પોતાની ચોકીમાના અજગરો, વીંછીઓ, ગરોળીઆ વીગેરે કોઈ માલમ પડયુ નહીં ને તે સરવેને મુવેલા જોઈ એટલો તો ક્રોધ ચડયો કે એવો કોણ છે જે મારી ચોકીનાં તમામ પશુઓને મારી બાગમાં પ્રવેશ કરી મારી છોકરી ઢાંકીને દુઃખ દેછે. એમ કહી પોતાનું જાદુ ફેંકવા લાગ્યો એટલે આતસના ભડકા એટલા તો ઉડવા લાગ્યા કે જંગલે જંગલ સળગી ઉઠયાં એટલે માનસિંગે મેધાસ્ત્ર બાણ મુકયું એટલે સરવે ઓલાઈ ગયું તે જોઇ ઇસ્માલ જોગી વધારે ચીડાઇ પોતાનું જાદુ પરવત ઉપર ચલાવ્યું એટલે મોટા મોટા પરવતોનો વરસાદ વરસવા લાગ્યો. તે પર્વત એટલા તો ઉડાડયા કે ચોતરફ માનસિંગ ફરતો એક કોટ બંધાયો, એટલે ઇસ્માલ જોગીએ જાણ્યું કે એ બલા હવે દુર થઇ એમ કરી પોતાની છોકરી ઢાંકી પાસે આવી તેને કહેવા લાગ્યો કે તે બલા કેવી હતી અને તુંને તેણે શું દુઃખ દીધું કે તેં મને યાદ કીધો. એટલે તે ઢાંકી બોલી કે કોઇ અંતરીક્ષથી ધોકાને

હુકમ કરે છે તે ધોકા મારા ઠગરા ભાગી હાય પોકરાવે છે, તેથી કંટાળી મેં તમને યાદ કીધા એટલે તે બલા તમે દુર કીધી. એટલે માનસિંગ ઉડણ ખાટલીમાં બેસી તેના સામો આવ્યો ને લાલીયા ધોકાને હુકમ કીધો કે તરત તે ધોકાઓ ઈસ્માલ જોગીના ટોળામાં તડોતડ ભડોભડ લાગવા લાગ્યા, એટલે ઇસ્માલ જોગીએ તેની દેવીને યાદ કીધી કે તરત તે દેવી આવી ઉભી રહી, એટલે માનસિંગે ધોકાને હુકમ કર્યો કે દેવીની છાતીમાં ફડોફડ લાગજો, એટલે તે ધોકાથી દેવીની છાતી ભાગી નાંખી એટલે બુમ પાડી કહ્યું કે એ માનસિંગ છે. એટલે માનસિંગ બોલ્યો કે હશે; એટલે તેને દેવી પ્રસંન્ન થઇ બોલી કે એ માનસીંગ તે આટલી રકજક શું કામ કરી તારે જોઇએ તે માગી લે, હું આપવાને તૈયારછું. ત્યારે માન- સિંગે કહ્યું કે મારે સાચી કસ્તુરીનું કામછે માટે તે મને આપો એટલે દેવીએ તેને કસ્તુરી આપી વીદાય કીધો અને માન- સીંગ ઉડણ ખાટલીમાં બેશી કે ઉડે ઉડણ ખાટલી કે જ્યાં અમરસીંગ રાઠોડ. એટલે જંગલમાં અમરસિંગના પાસે જઇ પુગ્યો એટલે અમરસિંગે તેને ઘણા હેતથી માન દઇ પોતાની પાસે બેસાડી કહ્યું કે મારૂં કામ સાધ થયું? એટલે માનસીંગ બોલ્યો કે ઘણી મુશ્કેલીથી આ ચીજ તારે માટે લાવ્યોછું. એમ કહી સાચી કસ્તુરી તથા ગરૂડ પંખીનીચરક તે બંને ચીજો અમરસિંગને આપી વીદાય થયો, અને જતાં જતાં પેલા બે રસ્તા આગળ આવી લાગ્યો અને જમણી તરફને રસ્તે જવાને બદલે ભુલથી ડાબી તરફ ચાલ્યો. ચાર દહાડા પછી તે એક મોટા જંગલમાં આવી પુગ્યો, જ્યાં જતાંજ સઘળાં ફાડી ખાનારાં જાનવરો હાથી, વાઘ, વરૂ, સિંહ ઇત્યાદીને પોતાની તરફ દોડતાં દીઠાં. માનસિંગ ઘણોજ ગભરાઇ એક ઝાડ ઉ- પર ચઢી ગયો, નજર કરીને બરોબર જુવે છે તો એક મોટી બીહામણી બલા દોડતી દીઠી. તેને વિચાર્યુ કે આ ભયંકર બલાની ધાસ્તીથીજ આવાં દેશતનાં ભરેલાં જાનવરો પણ નાશી જાય છે. પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે આ માનસિંગ જ્યારે આવા ભયંકર અને ઘાતકી જાનવરો આ બલાને જોઈ નાશી જાય છે, ત્યારે તું કેમ બચશે. પછી તે પોતાના હાથમાં કટાર રાખીને બેઠો. હવે તે જાનવર પણ પોતાના મોંમાંથી અગ્નિના ભડકા કાઢતું તે ઝાડ તળે આવી

ઉભું, ને એક બાજુએથી બીજી બાજુએ કુદવા લાગ્યું, એટલામાં માનસિંગ તેની નજરે પડયો કે તરતજ તેને માનસીંગ તરફ કુદકો માર્યો, જો તે સાવધ નહીં રહ્યો હોત તો તે જાનવર તેના ચુરેચુરા કરી નાંખત પણ તેણે ખબરદારીથી કટારે તેના બંને હાથ કાપી નાંખ્યા. આથી તે જાનવર એટલુંતો ચીડાઇ ગયું કે માનસીંગ ઉપર ફરીથી તલપ મારી તેવુંજ કટારથી તે જાનવરનું પેટ તેણે ચીરી નાંખ્યું, તે જાનવર જમીનપર પડયું કે સઘળું જંગલ સળગ્યું. માનસિંગ જે ઝાડ ઉપર બેઠો હતો તે ઘણું સુકુ હોવાથી તે પણ સળગી ગયુ. માનસિંગે તરત કુદકો માર્યો અને પેલો મહોરો પોતાના મોંમાં મુકયો. જ્યારે આગ નરમ પડી ત્યારે માનસિંગે પોતાના કટારથી તેના ચારે દાંત જે કટાર જેટલા મોટા હતા તેમજ તેના નખ પણ નજદીક પંદર ઇંચ જેટલા લાંબા હતા તે કાપી લઇ ત્યાંથી ચાલતો થયો. જ્યારે એક શેહેર આગળ આવ્યો ત્યારે જોયું તો તે ઘણુંજ આબાદી ભરેલું દીઠું. મોટી મોટી ઇમારતો તે સાથે બાગબગીચા પણ પુષ્કળ હતા. જ્યારે અંદર ગયો ત્યારે કોઇ પણ માણસને તેણે દીઠું નહીં, બજારમાં સઘળી દુકાનો દરેક જોઇતી ચીજોથી ભરેલી હતી. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે કોઈ પણ બલા આ શેહેરને ખરાબ કરતી હશે. જ્યારે માનસીંગ વધારે આગળ ચાલ્યો ત્યારે એક ભોંયરાની અંદર તે શેહેરના રાજાને પોતાના કુટુંબ સહીત દીઠો. તે રાજા ભોંયરાની બારીમાંથી માનસિંગને જોઈ તેને પોકારીને કેહવા લાગ્યા કે ઓ મુસાફર જલદી તું આ ભોયરાની અંદર આવ, નહીતો તારો પ્રાણ ખોઈ દેશે. માનસિંગે તેને પુછયું કે તમો સઘળા કોની ધાસ્તીથી અંદર ભરાઈ રહ્યાછો. તેણે કહ્યું કે ઓ જુવાન પેહેલાં તું અંદર આવ પછી મને જે પુછવાનું હોય તે પુછજે પણ માનસિંગ ઘણો આશ્ચર્ય થયો એટલે તે કેહેવા લાગ્યો કે આ ઠેકાણે એક અતી ઘણી મોટી બલા આવે છે જે શેહેરના તમામ માણુસોનો નાશ કરે છે. તેનું શરીર મોટા પરવતના જેવું છે અને તરવાર જેવા તીણા ચાર દાંત તેના મોંમાંથી બહાર નીકળેલા છે અગર જો ફક્ત તેના નખની અણી કોઇ માણુસને લાગે તો તે માણસ પાણી પીવા ઉભો રેહે નહીં તે પોતાના મોંમાંથી અગ્નિના ભડકે ભડકા કાઢે કે જે નીક-

છતાંજ તેની સામેની સઘળી ચીજો પથ્થર યા લોખંડ પણ બળીને ખાખ થઇ જાય છે. દોડવામાં તે બલાની બરોબર આ જગતમાં કોઇ પણ જાનવર હશે નહીં, વજળી કરતાં પણ સરસ ચાલનું છે. માનસિંગે કહ્યું કે તમો સઘળી ધીરજ ધરો. તે જાનવરને મેં માર્યું છે અહીંથી થોડેક દુરના જંગલમાં મેં તેને જોયું અને પરમેશ્વરની કૃપાથી તેને મારી નાંખ્યું છે. જો આ તેના દાંત અને નખ હું એક નવાઈ જેવી ચીજ તરીકે લાવ્યો છું, એમ કહી તે દેખાડયું. તેઓ સઘળા હેઠે આવી માનસીંગને દંડવત કરી પગે લાગ્યા. તે રાજાએ માનસિંગ સાથે ઘણી માયાથી ભેટી કરી કહ્યું કે ઓ હિમતવાન ખુબસુરત જુવાન તું હવેથી માહારાજ શેહેરમાં રહે હું તને મારી છોકરી સાથે પરણાવવા ઇચ્છુછું. તું અહીંઆં રહી હમેશાં તેની સાથ એશઆરામમાં મશગુલ રહે પણ માનસિંગે તે કબુલ કીધું નહીં અને ત્યાંથી જવાની પોતાની ખુશી દેખાડી પછી પેલા રાજાએ પોતાના સઘળા માણસોને બોલાવ્યા, અને માનસિંગ ત્યાં થોડા દીવસ મેમાન રહી પેલા પહાડ તરફ જવા નીકળ્યો. તે રાજાએ માનસિંગને સીધો રસ્તો દેખાડવા વાસ્તે પોતાના માણસોને તેની સાથે મોકલાવ્યા, માનસિંગ તેઓની મદદથી સીધે રસ્તે નીકળી ચાલ્યો. દશ દહાડા પછી એક મોટા શેહેરમાં જઈ પુગ્યો. શેહેરના લોકો તેને પોતાના સુખી પાસ લઈ ગયા, સુખીએ ઈજત આબરૂ સાથ માનસિંગને પોતાની પાસે ખુરસી ઉપર બેસાડયો પછી પોતાના શેહેરમાં ગમન કરવાનું કારણ પુછયું કારણ કે તે શહેરમાં તે વખત સુધી કોઇ દહાડે પણ કોઇ પરદેશી માણસ મુસાફર તરીકે આવ્યો નહોતો. તેણે રૂપસીંહ રાઠોડ અને ગુણસુંદરીની આખી વારતા તેની આગળ વિગતવાર કહી દેખાડી પછી સુખીએ તેને કહ્યું કે ઓ સુરા પુરૂષ હકીકતથી તે બળતા પાહાડનું ધ્યાન ખરેખરૂં માલમ પડતું નથી. જો તું આ શેહેરમાં થોડો વખત સુધી રહે તો તેની કેફીઅતથી થોડો ઘણો તું વાકેફ થશે પછી તેણે માનસિંગને પરવત દેખાડયો કે જે પરવત પોતાની ટોચ આકાશ સાથે લગાડી અગ્નીથી ભરેલો હતો પછી તે ત્યાં રહ્યો અને એક દીવસે કેટલાક માણસો સંગાથે બેસી વાત કરતો હતો એટલામાં તે પરવતમાંથી એટલા જોરથી

જરા ઉડતા હતા કે તે જ્વાળાથી પાસેના ઝાડો તથા પશુઓ બળીને ખાખ થઈ જતાં હતાં. સર્વે લોક એમ વાત કરતાં હતાં એટલામાં તે જ્વાળામુખી દેવીનું સ્વરૂપ લઇ એક હરીનંદ નામના માણસને સાદ કીધો એટલે તે બોલતો બંધ પડી ગયો અને હાય મારી કરતો ઉઠી બળતા પરવત તરફનો રસ્તો લીધો તેનાં સગાં વહાલાંને ખબર કીધી કે હરીનંદને બોલાવવામાં આવ્યો છે. તેનાં સગાં વહાલાંઓ સઘળાં તે પરવત તરફ દોડયાં અને જોયું તો તેનો ચેહેરો હીંગળા જેવો રાતો થઇ થયો છે સઘળાએ તેની આસપાસ ફરી વળ્યા પણ તેતો પરવતની તરફ ચાલતો થયો માનસિંગે પુછયું કે એ વહાલાઓ આ માણસને શું થયું છે, કાંઇ દીવાનો તો નથી બની ગયો. શામાટે કોઈ સાથ એક સવાલ પણ બોલતો નથી તે માણસોએ કહ્યું કે, એ વિષે અમને કાંઈ ખબર પડતી નથી, પેલો હરીનંદ જાય છે તેને જઇને પુછો. માનસીંગે દોડતાં દોડતાં હાથ ધરીને તેને ઉભો રાખ્યો ને પુછયું કે, તું કયાં જાય છે અને તને કોણ બોલાવે છે તેણે આ પ્રશ્નનો જવાબ કાંઈજ આપ્યો નહીં. માનસિંગે કહ્યું કે એ પ્યારા દોસ્તીની એ રીત નથી આટલા દીવસ સુધી તું મારી સોબતમાં ઘણોજ મગ્ન રહ્યો અને જ્યારે તારી અને મારી વચ્ચે મોહોબત વધી ત્યારે તું મને એકલો મેલી ચાલી જાય છે, કેહે કે તને આ પ્રમાણે કોણ ખેંચી લે છે પણ તેને કાંઈજ જવાબ આપ્યા વગર પોતાનો હાથ માનસિંગના હાથમાંથી છોડાવવા માટે એટલા જોરથી ખેચ્યો કે તે છુટો પડી ગયો અને માનસિંગ જમીનપર પડયો, પણ તે તો બળતા પરવત તરફ ચાલ્યાજ કીધો માનસિંગ તરતજ ઉઠી લાગલોજ તેની પુંઠે પડયો જેવો તે પરવત ઉપર ચડવા જાય છે કે તરતજ કુદીને પોતાના બને હાથ તેની કોટની આસપાસ એટલાતો જોરથી વીંટાળી લીધા કે, તેનાથી બીલકુલ છોડી શકાયું નહીં અને માનસિંગ અથડાતો કુટાતો તેની સાથે પોતાના મોઢામાં રીંછની છોકરીએ આપેલો મોહોરો રાખી તે પરવતને મથાળે પહોચ્યો પણ પોતાના હાથ તેની કોટમાંથી છોડયા નહીં. જ્યારે તેઓ મથાળેથી ચાલવા લાગ્યા ત્યારે તેઓ અગ્નિએ ચોતરફથી વીંટી લીધા એટલે મહાદેવીનું સ્વરૂપ તેના જોવામાં આવ્યું તે દેવીને સત્ત હાથ હતા તે

જોઈ માનસિંગ ઘણું આશ્ચર્ય પામ્યો એટલે તે દેવી અલોપ થઈ ત્યારે તેઓને એક બારી દેખાઈ તેમાંથી તે જ્વાળા નીકળતી હતી, તે જવાન તેમજ માનસિંગ જ્યારે હેઠળ ઉભેલાં માણસોની નજરથી દુર થાય ત્યારે તેઓ પોતાના શહેરમાં પાછાં આવી પુગ્યાં. હવે માનસિંગ તો પેલી બારીમાંથી તે જુવાનની પુંઠે ગયો અને એકાએક ઘણા બોહોળા મેદાનમાં આવી પહોચ્યો તે મેદાન જ્યાં સુધી નજર જાય ત્યાં સુધી અગ્નીથી ભરપુર દેખાયું તે હરીનંદ ત્યાં ગયો અને થોડીએક જગ્યા જે અગ્નીથી ખાલી હતી તે જગ્યા ઉપર ચોતોપાટ પડયો તેના હાથપગ બંધાઇ ગયા અને તેનો ચહેરો ફીકો પડી ગયો તેનું મન જીવથી ખાલી થઇ ગયું. માનસિંગે જાણ્યું કે હવે એ મરી ગયો તેથી તેને ઘણું રડવું આવ્યું. એટલામાં અગ્નીએ તેને બાળી ખાખ કીધો અને તે ખાલી જમીનમાં એજ રીતે અગ્નિ જ્વાળા ઉડવા લાગી. માનસીંગે જાણ્યું કે બળતા પરવતની ખબર એજ હશે. પછી પેલા શહેર તરફ જવા નીકળયો. આખો દહાડો અગ્નીમાં ચાલ્યો પણ પેલી બારી કયાં છે અને શેહેર કયાં છે તે કાંઇ તેને માલમ પડયું નહીં એજ પ્રમાણે પંદર દહાડા અને રાત સુધી ભુખ્યો અને તરસ્યો અગ્નિમાં ફર્યો અને થાકથી અધમુવા જેવો થઇ ગયો, પોતાના મનમાં વીચારવા લાગ્યો કે હું અહીંયાં વગર મોતે મરૂંછું, એકાએક તેણે દરીઓ દીઠો જેના મોજા એટલાતો જોરથી દેતા હતા કે પાણીના છાંટા આકાશ સુધી ઊંચે ચડતા હતા ને સમુદ્રનો છેડો તો કંઇ દેખાતોજ નહોતો. જ્યારે તેને કીનારે આવી પહોચ્યો ત્યારે તે સમુદ્ર તરી પાર કેમ જવાશે તેનો વિચાર કરવા ઉભો કે પોતાની પાસે ઉડણખાટલી હતી તેમાં બેશી બોલ્યો તે ઉડજે ઉડણખાટલી; એટલામાં એક મોટી માંછલી દરિયામાંથી બહાર આવી માનસિંગને તેનો હાથ પકડી અંદર લઇ પોતાના મેહેલમાં બેસાડી જુવાન સ્ત્રીનું રૂપ ધરી તે કેવા લાગી કે તું મારી સાથે સંભોગ કર, માનસિંગે તેમ કરવા ના કહી, એટલે તે ક્રોધમાં આવી માનસિંગને એટલા જોરથી સમુદ્રમાં ફેંકયો કે તે તરતજ પાતાળમાં દાખલ થયો એટલે તેને શેષનાગની છોકરી જોઇને પોતાના મન સાથે કહેવા લાગી કે, આ મૃત્યુ લોકનો રહેવાસી કોઇ પુરૂષ આ જગ્યો ઉપર કેમ આવ્યો હશે.

તેનું રૂપ જોઇ મોહીત થઈ બોલી ઓ મહાન પુરૂષ તું મા-
હારી સાથે લગ્ન કરી સંસારનું સુખ હાંસલ કરી અહીં
રહે, એટલે માનસિંગે તે કબુલ કીધું એટલે પોતાના નવકુળ
નાગને પોતાના બાપ સાથે તેડી લાવી તેની સાથે ગાંધર્વ
લગ્ન કરી પોતાના મહેલમાં લઇ ચાલી. કેટલાએક દીવસ
માનસિંગે તેની સાથે રહ્યો એટલામાં રૂપસીંહ રાઠોડ અને
ગુણસુંદરીની વાત તેને યાદ આવી એટલે તરતજ માનસિંગ
તેની સાથેથી ઉઠી દુર ઉભો રહ્યો અને ધ્રુજવા લાગ્યો તે
જોઈ નાગપુત્રી પોતાના મન સાથે કહેવા લાગી જે મારી એબ
એવીશુ માનસિંગે જોઈ હશે કે સંસારનાં સુખ ભોગવવાની
વખતે મારાથી દુર રહ્યો છે. હવે હું એને શી રીતે પુછું,
માનસિંગે જોયું કે આ પ્યારી ઘણીજ ગમગીન ઉભી છે તે-
ટલા માટે ખરેખરોજ ઈલાજ તેની આગળ કહી દેવો જોઇએ
જેથી તેને દીલાસો આવે પછી તેને કહ્યું કે ઓ મારી જાન
તું શામાટે ફીકરમાં ઉભી છે સીતા અને દરૂપતીમાં શું
એબ છે. કે તારામાં હોય. ઓ મહાસતી મારી વહાલી ક
ઇસ્વર આધીન મારા જેવા એક રાજકુંવરનું કામ મેં માંથે
લીધું છે. ચંપાનગરની ગુણસુંદરી ઉપર ઉદેપુરનો રાજ રૂપ-
સીંહ રાઠોડ આશક થયો છે તે ગુણસુંદરી સાત પ્રશ્ન રાખે
છે જે કોઈ તેના પ્રશ્નનો ઉત્તર આપે તેની સાથે પરણવાને
ને ખુશી થએલી છે. રૂપસિંહ રાઠોડમાં પ્રશ્નનો જવાબ
આપવાની તાકાદ નથી. તેનું કામ મેં માંથે ઉઠાવ્યું છે તે-
ના પાંચ પ્રશ્નો મેં પુરા કીધા છે અને છઠા પ્રશ્નનો ખુ-
લાસો હું તેની પાસે પુછવાને જાઉછું અને હું તને મારે
શેહેર મોકલવા ઈચ્છું છું, મારો બાપ ત્યાં તારાં ઘણાં જ-
તન કરશે અને તને પોતાની છોકરી તરીકે રાખશે પછી
એક કાગળ લખી નાગપુત્રીને આપી કહ્યું કે એ કાગળ લઈ
તું મહારા પીતાને શેહેર જજે તે શેહેરનું નામ પગનપુર છે.
નાગપુત્રીએ કહ્યું કે હવે તું કહીશ તેમ હું કરવાને રાજી છું
પછી માનસિંગે તેને ઘણો દીલાસો દીધો કે તું કાંઈ ચીંતા
કરતી ના, જ્યારે હું સાત પ્રશ્ન પુરા કરીશ ત્યારે તરતજ
તારી પાસે આવીશ. પછી નાગપુત્રી પોતાની સઘળી દા-
સીઓ સહીત પગનપુર શેહેર ગઈ અને માનસિંગને પેલા
સમુદ્રને પેલેતીર મુકવાને પોતાના નાગોને હુકમ કીધો, એટલે

વૈમાનમાં બેસારી સમુદ્રને કિનારે દેખાડયો, માનસિંગ કી-
નારે ઉતરી શહેર તરફનો રસ્તો ઢુંઢવા લાગ્યો કેટલાએક
દહાડા સુધી તે જંગલમાં ફર્યો, પણ તેમાં ઝાડનું ઠુઠું સર-
ખું પણ માનસિંગની નજરે પડયું નહિ આખરે એક મોટો
પહાડ દેખાયો જેના પથ્થરમાંથી લોહીની નદી વહેતી હતી-
માનસિંગ આ જોઇ ઘણો ડરવા લાગ્યો અને તેનાથી વાકેફ
થવાનો ઇરાદો કીધો પછી તે ઉપર ચહડયો. જ્યારે છેક મથાળે
આવ્યો ત્યારે એક મોટું મેદાન દેખાયું જેની જમીન તદન
રાતી હતી, પંખીઓ પણ સઘળાં રાતાં પીછાનાં ઉડતાં હ-
તાં આ જોઈ માનસિંગ પોતાની ભુખ અને તરશ ભુલી ગ-
યો અને કેટલાએક કોસ ચાલ્યો ત્યારે તમામ લોહીથી ભ-
રેલો એક જબરજસ્ત સમુદ્ર તેણે જોયો જેના લોઢાના અવાજ-
થી કાન બહેરા કરી નાખતા હતા. સમુદ્રની અંદર કેટલાં
એક માથાં તરતાં હતાં અને કેટલીએક ચુડેલો તેમાંનું રૂ-
ધીર પી પોતાની તૃપ્તી કરી કલોલ કરતી હતી તે જોઇ
માનસિંગ ડરવા લાગ્યો એટલામાં તે ચુડેલો માનસિંગ સા-
મી દોડીને કહેવા લાગી કે આ જગ્યો ઉપર તું કેમ આવ્યો
છે એટલે માનસિંગ બોલ્યો કે તમે કોણ છો અને આ જગ્યો
ઉપર તમે શા માટે આવ્યાં છો ત્યારે તે ચુડેલો બોલી કે
અમો આંહીં જે માણસ આવેછે તેનું માંસ રૂધીર પી તેનું
માથું સમુદ્રમાં તરતું મુકીએ છીએ એટલે માનસિંગે કહ્યું કે
અરે દુષ્ટો અઘોર કર્મની કરનારીઓ માણસ જાતને શા માટે
દુઃખ દોછો એટલે તે ચુડેલો ક્રોધ કરી માનસિંગ સામી કે-
ટલીએક દોડી માનસિંગને પકડવા આવી એટલે માનસિંગે
લાલીઆ ધોકાને હુકમ કીધો કે લગાએ ધોકા તે ચુડેલોની
છાતી ઉપર એટલે એક ધોકાના સહસ્ત્ર ધોકા થઇ ચુડેલોની
છાતી ભાગવા લાગ્યા તેથી પોકાર કરી અગ્નીના ભડકાથી
ધોકાને બાળવા લાગી એટલે માનસિંગે અંત્રીક્ષ થઈ મહા-
વીરને સંભાર્યો એટલે હનુમાન આવી હાક મારી એટલે તે
ચુડેલો અલોપ થઇ ગઈ અને મહાવીરે માનસિંગને કહ્યું કે
તું કયાં જવાનો ઇરાદો રાખે છે ત્યારે માનસિંગે કહ્યું કે મારે
સમુદ્રપાર જવું છે ત્યારે હનુમાને કહ્યું કે ભાઇ આના જેવા
હજુ તારે સાત સમુદ્ર ઓળંગી જવું પડશે, ત્યારે માનસિં-
ગે કહ્યું કે તે સમુદ્ર કેવા છે અને તે સેના ભરેલાછે તે સાંભ-

ળી મહાવીરે કહ્યું કે આ પછી રૂપાનો, સોનાનો અને લોખંડનો તથા દહીંનો, દુધનો અને મધનો એવી રીતે સાત સમુદ્ર ઓળંગી આગળ જવું પડશે, એમ કહી હનુમાન અલોપ થયા કે માનસિંગ ઉડણ ખાટલીપર બેસી બોલ્યો કે ઉડે ઉડણ ખાટલી જ્યાં રૂપાનો સમુદ્ર એટલામાં ત્યાંથી ઉડી રૂપાના સમુદ્રમાં માનસિંગ પડયો કે તેનું શરીર તદન રૂપાનું થઇ ગયું પોતાના પ્રાણ જવાની વખતે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો એટલે આકાશ વાણી થઈ કે એ માનસિંગ તારી પાસે જે ઝરઝર કથાછે તે તારે માથે મુક એટલે તે બલા દુર થશે તે સાંભળી માનસિંગે તેમ કીધું કે પોતાનું સઘળું શરીર સુદ્ધીમાં આવ્યું પણ પોતાનો હાથ માથાની ઉપર રહેવાથી ફક્ત તે હાથ રૂપાનો રહી ગયો એટલે માનસિંગ તે સમુદ્ર જોઇ ઘણો આશ્ચર્ય થઇ પોતાના મન સાથે કહેવા લાગ્યો કે ઇશ્વરની રચના કેવી વિચીત્ર છે, જે લોકોને ઘણી મુશ્કેલીથી એક રૂપીઓ પેદા કરી પોતાનું ગુજરાન ચલાવવું મુશ્કેલ પડે છે તો આ જગ્યો ઉપર પરમેશ્વરે આવો રૂપાનો ભંડાર ભર્યો છે. આ સમુદ્ર જોઈ માનસિંગની અચરતીનો પાર રહ્યો નહિ, એટલામાં એક જક્ષ આવી હાક મારી માનસિંગને કહ્યું કે તું આ જગ્યોપર કેમ આવ્યો છે આ રૂપાનો સમુદ્ર તારે માટે નથી તે દેવનો છે તે સાંભળી માનસિંગે જવાબ દીધો કે આમાંનું રૂપુ મારે જોઇતું નથી હું એક મુસાફર છું ને વખાનો માર્યો આ જગોએ આવ્યોછું તે સાંભળી જક્ષ બોલ્યો કે તારો હાથ તેં રૂપાનો કેમ કીધો છે તે રૂપુ તારૂ નથી કે તું આ જગ્યોથી લઇને જઈ શકશે, એમ કહી પોકાર કીધો કે કેટલાએક જક્ષો તે જગો ઉપર આવી માનસિંગના સામું બંડ મચાવવા લાગ્યા એટલે માનસિંગે લાલીઆને હુકમ કીધો કે તરત એક ઘોડાના લક્ષ થઈ તે જક્ષોના સામા લડવા લાગ્યા કેટલાએકનાં તોલાં ફોડયાં, કેટલાકના પગ તોડયા. કેટલાકના ઢગરા ભાગ્યા, કેટલાકનાં માથાં જુદાં કરી નાંખ્યાં, એટલે ઘુમરાણ કરી જક્ષો તે જગોથી નાસવા લાગ્યા એટલે માનસિંગે પોતાના ઘોડાને બોલાવી ઉડણ ખાટલીમાં બેશી બોલ્યો કે ઉડે ઉડણ ખાટલી જ્યાં સોનાનો સમુદ્ર એટલે તે ખાટલી સોનાના સમુદ્રના મધ્ય ભાગમાં પડી એટલે

માનસિંગ સોનાનો બની ગયો કે તરત તેને જર જર કથા યાદ આવી એટલે પોતાના મસ્તક ઉપર મુકી કે તરત સોનાનો મટી પોતાની મુદ્રીમાં આવ્યો કે તે સમુદ્રના સુરજના કીરણો જેવા મોજા ઉંચે ઉછળતા જોઇ પરમેશ્વરની અગમ ગતીનાં વખાણ કરી કેવા લાગ્યો કે ઇશ્વરે આ જગો ઉપર સોવરણનો ભંડાર ભરી કોને માટે રાખ્યો હશે. એટલામાં એક રાક્ષસ મહા વીકરાળ આવી માનસિંગને હાક મારી બોલ્યો કે ઓ અકલના દુશ્મન તું આ જગ્યોપર કેમ આવ્યો છે જલદી જવાબ દે નહી તો તારા ચુરેચુરા કરી આ સમુદ્રમાં ફેંકી દઇશ. તેનું રૂપ જોઈ માનસીંગ બીવા લાગ્યો. તે રાક્ષસે પોતાની માયાથી પોતાનું સરૂપ સોળ જોજન ઉંચું કરી માનસિંગ સામે દોડી આવ્યો એટલે માનસિંગે અંત્રિક્ષ થઇ લાલીઆને હુકમ કીધો કે લાલીઓ પેલા રાક્ષસ સામો લડવા લાગ્યો. તે ધોકા એકના સહસ્ત્ર થયા જાણી રાક્ષસે અગનીનું આવાહન કીધું કે તરત અગ્નાી આવી તે ધોકા બળવા લાગ્યા એટલે માનસિંગે મેઘાસ્ત્ર બાણ પોતાના ભાથામાંથી કાઢી સર ચડાવી માર્યો કે મેઘની વૃષ્ટી એટલી થઇ કે તેથી તમામ અગ્ની ઓલાઇ ગઇ કે તરત લાલીઆને હુકમ કીધો કે રાક્ષસના પેટમાં જઇ એકના સહસ્ત્ર ધોકા થઇ કુદવા લાગ્યા, તેથી અકળાઇને રાક્ષસ મરણ પામ્યો એટલે માનસીંગ પોતાની ઉડણ ખાટલીપર બેસી બોલ્યો કે ઉડ ઉડણ ખાટલી જ્યાં લોખંડનો સમુદ્ર એટલે તે ખાટલી ઉડી લોખંડના સમુદ્રની પેલી તીર પડી તેવોજ તે સમુદ્રમાંથી એક મચ્છ બાહાર નીકળી માનસિંગનો હાથ ઝાલી અંદર લઇ ગયો અને તેને એક લોખંડની મજબુત પેટીમાં નાંખી તાળુ મારી પોતાની પાંસે રાખી બેઠો એટલે માનસીંગ ઉડણ ખાટલીમાં બેસી બોલ્યો કે ઉડ ઉડણ ખાટલી જ્યાં દહીંનો સમુદ્ર એટલે પેટી સુધ્ધાં ઉડીને દહીંના સમુદ્રમાં જઇ પડી એટલે તે જગોપર એક રૂષી તપ કરતો હતો તે રૂષીએ તે પેટી સમુદ્રમાં પડતાં જોઈ એટલે સમાવી ચડાવી જોયું તો તેની અંદર માનસિંગ છે તેમ તેને માલમ પડયું એટલે મંત્ર ભણી પાણીની અંજળી સમુદ્રમાં નાંખી કે તરત તે પેટી ફાટી ગઇ માનસિંગ તેમાંથી બહાર નીકળી જોયું તો મહા રૂષીને તપ કરતા

જોયા તેવોજ તેમની પાસે જઇ દંડવત કરી પાસે બેઠો; એ-ટલે તે રૂષી બોલ્યા કે ઓ માનસીંગ તું આ વીકટ રસ્તામાં કેમ આવ્યો છે. એટલે માનસિંગે ગુણસુંદરીને રૂપસિંહ રા-ઠોડની વારતા તમામ રૂષી આગળ કહી તે સાંભળી રૂ-ષીએ આશીર્વાદ દઈ તેને વીદાય કીધો એટલે ઉડણ ખાટ-લીમાં બેસી દુધના દરીઆમાં ગયો ને ત્યાં જુવે છે તો દુધથી ભરેલો સમુદ્ર જોઈ ઘણો આશ્ચર્ય થઇ કેહેવા લાગ્યો કે ઇશ્વરની કેવી રચના છે કે કોઈ જગોપર દુધથી ભરેલો સમુદ્ર અથવા દહીંથી ભરેલો સમુદ્ર કોઇ જગ્યોએ સોનાનો રૂપાનો તેમજ મેવાથી કેટલીએક વનસ્પતીઓથી અગર કે-ટલાંએક જંગલો, તેમ કેટલાંએક રણો કે જેમાં પાણી ઝાડ બીડ કાંઇબી મળે નહીં, એવી ઇશ્વરની માયા અદભુત છે તેનો પાર કોઈ મનુષ યા દેવ પામી શકયું નથી, તેમ કહી ઈશ્વરની પાર્થના કરવા લાગ્યો એટલે આકાશ વાણી થઇ કે ઓ માનસિંગ તું જલદી આ જગો ઉપરથી જા. તે સાંભળી માનસિંગ ઉડણ ખાટલીમાં બેસી બોલ્યો કે ઉડ ઉડણ ખાટલી જે મધના સમુદ્રની સામે તીર; એટલે સામે તીર જઈ પડયો તે સમુદ્ર જોઈ ઘણો આશ્ચર્ય થઈ પર-મેશ્વરની પ્રાર્થના કરી ઉડણ ખાટલીમાં બેસી બોલ્યો ઉડજે ઉડણ ખાટલી જ્યાં ચંપાનગરી શેહેર એટલે ચંપાનગરીની ભાગોળે પડયો. જ્યારે તે શેહેરમાં આવી પોચ્યો ત્યારે ગુ-ણસુંદરીના માણસોએ તેને ઓળખ્યો અને તેને તેણીના મેહેલમાં તેડી ગયા. તેણીએ માનસિંગને પડદાની પછવાડે બેસાડી સઘળો હેવાલ પુછયો. માનસીંગે સઘળી વાત વી-ગતવાર કહી સંભળાવી. તે બોલી કે તે ખરૂં છે મેં પણ એમજ સાંભળ્યું છે તે સાંભળી ગુણસુંદરી ઘણીજ ખુશી થઈ અને માનસિંગને એક મોતીનો હાર ભેટ કર્યો અને ખા-વાનું મંગાવી તેની આગળ મુકયું પણ તે તેણે ખાધું નહીં અને ત્યાંથી રજા લઈ ધર્મશાળામાં રૂપસિંહ રાઠોડ પાસે આવ્યો અને તેને ભેટીને સઘળી વાત કહી સંભળાવી. તેણે પોતાનું માથું માનસિંગના પગપર મુકયું. માનસીંગે કહ્યું કે ઓ પ્યારા તું એમશું કામ કરે છે મેં મારૂ શરીર પરમેશ્વરને અર્થે ખુલ્લું મુકયું છે કે જેને તેની દરકાર હોય તે લે, પછી તે ત્રણ દહાડા ત્યાં રહિ પાછો ગુણસુંદરી આગળ આવ્યો

અને છઠ્ઠા પ્રશ્નની વાત પુછી તે બોલી કે આ માનસિંગ ઘણો એક થાકી તું આ વખતે ઘણો મોટો આવ્યો છે અને એટલો વેલો શામાટે જવા માગે છે તે બોલ્યો કે એમાં ઉતાવળ જેવું કાંઈજ નથી હવે તું મને જે કેહેવાનું હોય તે કહે કેમકે મને તે પાર પાડયા વગર આરામ મળનાર નથી. તે બોલી કે મારી પાસે એક મણી છે તેના જેવો બીજો મણી શોધી લાવ કે જેથી એક જોટો થાય માનસિંગે કહ્યું કે એકવાર મને તે દેખાડ હું મારી નજરે જોઉ પછી તેણીએ તેને દેખાડયો તે મણી જોઈ માનસિંગે જાણ્યું કે એ મણી ગુણસુંદરી કાંઈ નમુનાને માટે મને આપશે નહીં તેથી તેના જેટલોજ મોટો એક નમુના તરીકે બનાવવાને માટે તેણે ગુણસુંદરીને કહ્યું ગુણસુંદરીએ સોનીને બોલાવી તેના જેટલીજ મણી સોનાનો કરાવી અને માનસિંગને આપી માનસિંગ તે લઇ ગુણસુંદરીની રજા લઈ રૂપસિંહ રાઠોડની આગળ આવ્યો અને કહ્યું કે હવે હું મણી લેવા જાઉંછું પછી ત્યાંથી જુદો થઇ જંગલ તરફ શોધ કરવા માટે ચાલ્યો.

---

## માનસિંગ છઠ્ઠા પ્રશ્નની ખબર લાવ્યો તેની વાર્તા.

જ્યારે માનસિંગ રૂપસિંહ રાઠોડથી જુદો પડયો ત્યારે એક જંગલ તરફ ચાલ્યો, અને વનમાં જઇ એક મોટા વૃક્ષ તળે બેઠો અને પોતાનું માંથુ પોતાના હાથ ઉપર મુકી ફિકર કરવા લાગ્યો, કે આવી મણી ક્યાંથી મળશે. એટલામાં પરમેશ્વરની કૃપાથી મેના પોપટનું એક જોડું તે ઝાડ ઉપર આવીને બેઠું, અને મેના બોલી કે મને આ જગ્યાની હવા માફક આવતી નથી, માટે આ ઠેકાણેથી હવે બીજા ઠેકાણે જવું જોઇએ. જો કે અહીંઆ ફળ ફળાદી પુષ્કળ છે, પણ જ્યાં શરીરને સુખાકારી નહીં હોય ત્યાં એક ક્ષણ પણ રહેવું વ્યાજબી નથી. દેહના સુખ જેવું બીજું કાંઇ સુખ નથી, પોપટે કહ્યું કે તારૂં કેહેવું તદન ખરૂંજ છે, તારા બોલવામાં લેશ પણ અસત્ય નથી; જો કે મારો ઇરાદો આ ઠેકાણે વધારે વાર રહેવાનો હતો તોપણ જ્યારે તારી તદન તબીયત ઠીક રહેતી નથી એટલે મારે પણ તારા મતને મળતો થવું જોઇએ. આપણે આવતી કાલે આપણા મુલક તરફ પાછાં વળી-

શું, મેનાએ ઉત્તર દીધો કે જા તું તારા કોલ ઉપર સાબુત રહેજે. પોપટ તેના ઉત્તરમાં બોલ્યો કે તું જાણતી નથી કે હું કોઇ દહાડો પણ જુઠું બોલ્યો છું. જો રાતના મારી જીંદગાની વફાદારી કરશે. તે અલબત આપણે સવારમાં ઉઠી કુચ કરશું, એવામાં મેનાની નજર માનસિંગ ઉપર પડી તેને જોઇને તે બોલી કે આ કોણ છે, જે પોતાનું માંથુ પોતાના હાથપર મુકી વીચારમાં બેઠો છે. પોપટે કહ્યું કે એ માણસ પગનપુર શેહેરનો કુંવર છે અને એનું નામ માનસિંગ છે. પરમેશ્વરનો એ સાચો ભક્ત છે. પરોપકારનાં ઘણાંક કામો એણે કર્યાં છે, કરે છે અને હવે પછી પણ કરશે. પારકાનાં દુઃખ ટાળવા માટે આજ સાત વરસ થયાં જંગલેજંગલ રખડે છે, હમણાં પણ એ રૂપસિંહ રાઠોડના કામ સારૂ જાયછે અને એક મણીનો જોટો લેવા માટે નિકળ્યોછે. રૂપસિંહરાઠોડ ગુણસુંદરી નામે એક છોકરી ઉપર આશક થયોછે અને તે ગુણસુંદરી ફક્ત સાત પ્રશ્ન રાખે છે તેમાંના પાંચ પ્રશ્ન તો આ માણસે પુરા કીધા છે અને હમણાં છઠ્ઠા પ્રશ્નની સોધમાં જાય છે. પરમેશ્વરની મહેરબાનીથી એ પ્રશ્ન પણ પુરો કરશે. માટે જો તારી મરજી હોય તો હું તેને રસ્તાની સીધી નિશાની આપું. મેનાએ કહ્યું કે આ દુનિઆમાં એવું ક્યારે બને કે જાનવરનો ઉપકાર માણસ ઉપર થાય. પછી પોપટ બોલ્યો કે આ કળીયુગનો વખત એવો છે કે માણસ જાત કોઇનું ભલું કરતું નથી પણ પોતાની દોલતની મગરૂરીથી આપણા જેવા પ્રાણીઓને ઘણી ઇજા પહોચાડે છે પોપટ કહે છે ઓ મેનાં મણીની સંભાળ આ પ્રમાણે છે કે મેરૂ પર્વત ઉપર ઇંદ્રના દરબારમાં તેમની ઇંદ્રાણીના કાનની ઝાલમાં છે તે મણી લેવાનો એક ઉપાય છે કે જ્યારે માનસિંગ મેરૂ પર્વતમાં જાય ત્યારે ઇંદ્રની અપ્સરા મિનકાની છોકરી સુરેખા છે તે છોકરી ઇંદ્રની સભામાં નાટારંગ કરી ઇંદ્રને ખુશી કરે છે ત્યારે ઇંદ્ર તેને ઇનામ લેવાનું કહે છે તે છોકરી તે લેવા ઇંદ્રનું વચન માંગે છે, ઇંદ્ર તેને વચન આપી કહે છે કે તારી ખુશીમાં આવે ત્યારે તે વસ્તુ તું માગજે એમ કહી તે છોકરી ઇંદ્રનું વચન લઇ પોતાને સ્થાનકે આવે છે. મિનકા પોતાના પતી સાથે બેસી પુછેછે કે આ છોકરી યોગ્ય ઉમ્મરની થઇ માટે તેના લગન કરવાં જોઇએ તે સાંભળી ચી-

ત્રકેત ગાંધર્વ બોલ્યો કે મારા ત્રણ પ્રશ્નનો જવાબ જે પુરૂષ લાવશે તેની સાથે આ માહારી છોકરી પરણાવી આપીશ. તે પ્રશ્ન નિચે પ્રમાણે. પેહેલો પરી જાનવરનો એક જોડો લાવ પછી બીજો લાલસાપનો મોરો લાવ, ત્રીજો પોતાને ઉકળતી તેલના કડામાં નાંખે અને પાછો તેમાંથી જીવતો બહાર નીકળે. તે ત્રણ પ્રસ્નનો જવાબ લાવી દેનાર પુરૂષની સાથે તે છોકરીનાં લગ્ન તેનો બાપ કરવાને ખુશી છે. હે એ મેનાં આ માનસિંગ મેરૂ પર્વતની ઉપર જાય તો તે છોકરીના બાપના ત્રણ પ્રસ્ન પુરા કરી તે છોકરીની સાથે લગ્ન કરે તો તે નૃત્ય કરી ઇંદ્રને રીઝાવીને ઇંદ્રાણીની ઝાલમાંનો મણી, ઇંદ્ર તે, છોકરીને આપેલા વચન મુજબ આપશે, એટલે તે મણી માનસિંગને ને છોકરી આપશે. માટે તે કામ ઘણું કઠીણ છે રસ્તા ઘણા ખરાબ છે રસ્તામાં કેટલાએક જીનો અને યવનોની ચોકીઓ છે તેમાંથી બચી માનસિંગ સહીસલામત પોંચે તો પોતાની ઇચ્છા પુરી થાય એમ કહી મેના પોપટ ઉડી ગયાં. એટલે માનસિંગ ત્યાંથી ચાલ્યો રસ્તે જતાં એક કાળાને એક બિલાડા સાથે લઢતાં સાપને દીઠો. માનસિંગે બાંગ મારી કહ્યું કે, એ જાનવરો તમારી વચ્ચે એવી શી દુસ્મનતાઇ છે કે એમ લડો છો; સાપે કહ્યું કે એણે મારા બાપને મારી નાંખ્યો છે. બિલાડાએ જવાબ દીધો કે મારો ખોરાક હતો ને મેં ખાધો અને હવે એને પણ ખાઇશ. માનસિંગે કહ્યું કે જો તને માંસની દરકાર હોય તો મને કેહે હું તને તે આપું અને સાપને કહ્યું કે જો તારા બાપનો બદલો તું એની ઉપર લેતો હોય તો તે મારી ઉપર લે. આ સાંભળી તે બને જણ લડતાં છુટાં પડયાં પછી બિલાડાએ કહ્યું કે, તેં મને માંસનું વચન આપ્યું છે, માટે તે હવે આપ. માનસિંગે કહ્યું કે મારા દીલમાંથી જે ગમનું માંસ ચાહે તે માગી લે બિલાડાએ કહ્યું કે તારી પીંડી ઉપરથી મને કાપી આપ. જેવો માનસિંગ કટાર કાઢીને પોતાની પીંડીપરથી માંસ કાપવા જાય છે. તેવોજ તે બિલાડાએ તેને અટકાવ્યો અને તેની હીમત ઉપર આફરીન કીધી અને બન્ને જણે માણસની સુરતમાં બદલાઈ ગયાં. માનસિંગ બોલ્યો કે એ પ્યારાઓ આ શી બીના છે. બિલાડાએ કહ્યું કે, અમે બેઉ જીનની જા-

નના છીએ મેં એના બાપને એટલા માટે મારી નાંખ્યો છે. કે તેણે પોતાની છોકરી માહારી સાથે પરણાવી નહીં અને આએ તેનો ભાઇ છે તે પણ માહારી સાથે એમજ હુજત કરે છે એને પણ હું મારી નાંખીશ. માનસિંગે પેલા સાપને પોતાની બેનને નહીં પરણાવવાનું કારણ પુછયું ત્યારે તેણે કહ્યું કે જો એ એની બેહેનને માહારી સાથે પરણાવે તો હું મારી બેન એની સાથે પરણાવું. માનસિંગે બિલાડાને કહયું. કે જ્યારે આ સાપ એમ કહે છે ત્યારે તું શા માટે એમ કરતો નથી. બિલડાએ કહયું કે મારો બાપ હયાત છે અને તે એમ કરવાને રાજી નથી. માનસિંગે કહયું કે મને તારા બાપ પાસે લઇ જાય તો હું તને સમજાવું પછી માનસિંગ તે બંને સાથે ચાલ્યો. જ્યારે થોડક દુર ગયા ત્યારે એક શેહેર માનસિંગને દેખાયું, બિલાડાએ કહયું કે હવે હું માહારા મેહેલમાં જાઉછું તું શેહેરમાં દાખલ થજે અને તુને જીનો પકડીને મારા બાપ પાસે લાવશે. જ્યારે માનસિંગ શેહેરમાં દાખલ થયો ત્યારે કેટલાક જીનો આવી માનસિંગને પકડી પોતાના રાજા પાસે લઇ ગયા. જીનના રાજાએ તેને પુછયું કે અરે માણસ માહારા શેહેરમાં તું કેમ દાખલ થયો માનસિંગે કહયું કે તારા ભલાને અર્થે હું અતરે આવ્યોછું અરે રાજા તારો છોકરો કોઈ દીવસ પણ હાનીએ પુગશે, એટલું કહી જે સધળું માનસિંગે જોયું હતું તેનું વૃતાંત ખુલાસાથી કીધું પછી બોલ્યો કે જ્યારે એ બંને જણ એકએકની બેનો ઉપર આસક થયા છે ત્યારે તુને લાજમ છે કે તારી છોકરીનાં લગ્ન પેલા જીનની સાથે કર અને તેની બેન સાથે તું તારા છોકરાને પરણાવ. જીનનો રાજા આ હેવાલ ઘણી ખુશીથી સાંભળી બોલ્યો કે એ માણસ તેં માહારી ઉપર મોટો ઉપકાર કીધો છે મારો આ એકજ છોકરો છે અને એના જીવની સલામતીને માટે જો કદાપી મારા જીવની ગરજ પડે તો તે પણ આપવાને હું તૈયાર છું. તારો આ ઉપકાર માહારી ઉપર આખી ઉમ્મર તલક રહેશે. એ ઉપકારના બદલામાં તું મારી પાસેથી કાંઇ પણ ચીજ માગી લે. માનસિંગે કહયું કે મેં ઉપકારના બદલામાં કોઇ પાસેથી કાંઇ ચીજ લીધી નથી અને લેવાનો પણ નથી કારણ કે કોઇની ઉપર ઉપકાર કરી તેની આપણે કાંઈ ચીજ મા-

બીએ તો તે ઉપકાર કરેલો કેહેવાતો નથી પછી જીનના રા-
જાએ પોતાની નીશાની તરીકે તેને એક ધોકો આપી કહ્યું
કે, આ ધોકો તને ઘણો ઉપયોગી થઇ પડશે એમાં ઘણાએક
ગુણ છે; જો સાપ કરડે અને એ ધોકો પાસે હોયતો સાપનું
ઝેર આપણને અસર કરી શકે નહીં જો એ ધોકાને આપણી
આગળ ઉભો કરી રાખીએ તો ગમે એવી મોટી આગ હો-
યતો આપણી આગળ આવી શકે નહીં અને જો કોઇ આપણને
જાદુ કરે ત્યારે એ લાકડી આપણા માથાપર ફેરવીએ તો તે જા-
દુ પોતાનું કામ કરવામાં સફળ થાય નહી. પણ સામુ તે
જાદુ કરનારના શરીર ઉપર જઇ પડે. ઘણું કરીને આપણને એક
સમુદ્ર ઓળંગવો હોય અને આપણી પાસે વહાણ અથવા મ-
છવો કાંઇ નહીં હોય ને એ ધોકો દરીયામાં મુકીએ તો તરતજ
મછવો બની જાય છે. બીજી ચીજ હું તને આ એક મોહો-
રો આપુંછું તેનો ગુણ એછે જે જો રાતો, કાળો, લીલો અથ-
વા સફેત સાપ નજરે પડે અને જો કદાચ કરડે તો આ મોહો-
રો આપણા મોંમાં રાખવાથી કાંઇ નુકશાન આપણને થતુ નથી
પછી માનસિંગે તે બે ચીજો લીધી અને મેરૂ પર્વત તરફ કુચ
કીધી, ચાલતાં ચાલતાં એક મોટા સમુદ્રની કીનારે આવી પ-
હોંચ્યો જેના મોજા આશમાન સુધી ઉડતા હતા ને આ તરફ
કોઇનો આવજા પણ નથી અને મછવા વગર દરિયાને પાર જવા-
શે નહી તેથી ઇશ્વરને યાદ કરવા લાગ્યો. એટલામાં જીનના રા-
જાનો આપેલો ધોકો યાદ આવ્યો તેજ વખતે ઇશ્વરનુ નામ લઇ
તે ધોકો દરિયામાં ફેંકયો તરતજ તે મછવાની સુરતે બની ગયો
માનશિંગ તે મછવામાં સ્વાર થઇ ચાલવા માંડયો. સમુદ્રની
અધવચમાં આવી પુગ્યો એટલે એક માંછલી પાણીની સપાટી
ઉપર આવી માનસિંગને મછવા સુધાં અંદર ખેંચી ગઇ જયા-
રે સાતસેં કોશ અંદર ગઇ ત્યારે જમની આવી. માનસિંગ
મછવામાંથી બહાર નિકળ્યા. તે માછલી બોલી કે એ દયા-
ળુ માનસિંગ હું તને અહીંઆં કાંઇ કામને માટે લાવીછું મા-
રૂં અહીંઆં એક મકાન છે તે ખખરા નામની એક માછલીએ
મારી પાસેથી જોર જુલમથી ખુંચી લીધુછે માટે મેહેરબાની
કરી તે મને તું પાછું અપાવ. માનસિંગે જોયું કે આ પાહાડ
જેવી મોટી માછલી મને કાલાવાલા કરે છે ત્યારે એનો દુશ્મ-
ન કેટલો જોરાવર હશે. માનસિંગે કહ્યું કે શું તું તેનાથી કમ-

જોર છે. તે માછલી બોલી કે તેને જોવાથી તારી ખાતરી થશે. અને જો તે ચાહેતો મને પોતાને મોંમાં પકડી સોપારીના બે કટકા કરી નાંખે જ્યારે તે પોતાની ખોરાકીની સોધમાં ગઇ છે ત્યારે હું તને અહીંઆં તેડી લાવીછું. માનસિંગે પોતાના દીલમાં કહ્યું કે ઓ ઇશ્વર હું મારા કામને માટે આવ્યો નથી, પણ બીજાના કામને માટે મેં કમ્મર બાંધી છે માટે તું આ બલાથી મને છોડાવજે. પછી જ્યારે તે ખખરા માછલી આવી ત્યારે માનસિંગે જોયું તો એક મોટા પાહાડ જેટલી ઉંચી છે અને તેના બે હોઠ આસમાન સાથે વાતો કરી રહ્યા છે પછી તે આવીને એટલાતો મોટા જોરથી પોકારવા લાગી કે માનસિંગ તે જગ્યાએ ધ્રુજવા લાગ્યો પછી પેલો ધોકો હાથમાં લઇ ઉભો થયો. ખખરા પણ આ જોઇ પોતાની જગ્યાએ ચાલી માનસિંગે કહ્યું કે ઓ સેતાન કોઇને દુઃખ આપવું એ ઇશ્વર-થી વિરૂધ છે ત્યારે ખખરાએ જવાબ આપ્યો કે ઓ માન-સિંગ હું અને એ એકજ જાતનાં છીએ માણસને શું છે કે અમારે માટે કજીઆ કરે. માનસિંગ બોલ્યો કે સત્ય વાતછે સર્વેને પેદા કરનાર ઇશ્વરતો એકજ છે કે નહીં, કોઇને જમી-નપર ઘર આપ્યું છે તો કોઇનું મકાન પાણીમાં કીધું છે આ બિચારી ગરીબ માછલીનું ઘર એને સ્વાધીન કર, પણ તે ખખરાએ ઘણા ગુસ્સાથી કહ્યું કે તું કદાચ હમણાં એનું ઘર ને સ્વાધીન કરશે પણ અમે બને જણ પાણીમાં રહે-નાર છીએ તેથી હું એની સામે વેર રાખ્યા વિના રેહેવાની નથી. માનસિંગે એવું સાંભળતાંજ તેને ધમકાવી, એટલે તે ખખરાએ એવું ધાર્યું કે હમણાં અફડાવી નાખું છું, એટલામાં માનસિંગે જીનનો આપેલો ધોકો ઉચકી તે ખખરાના મોં ઉપર એવો તો જોરથી માર્યો કે તેના બંને આગલા દાંત ટુટી પડયા, આથી ખખરા નાશી ગઇ અને પેલી માછલી તેના પછવાડે લાગી. માનસિંગે તેને અટકાવી કહ્યું કે, જો તું એની પછવાડે થશે તો હું તને જાનથી મારી નાખીશ આ સમજી તે માછલી ઉભી રહી પછી પોતાના ઘરનો ક-બજો લઇ માનસિંગને રવાને કીધો. માનસિંગ મેરૂ પર્વત ત-રફ પાછો ચાલ્યો, ચાલતાં ચાલતાં રસ્તામાં તેણે સાત રંગનો વીંછી જોયો તે એક મોટા કાચબાની બરોબરનો હતો. માન-સિંગ આ દેખાવ જોઈ અચરત થયો, કારણ કે તે હજારો

જંગલ ફર્યો હતો તોપણ આવો દેખાવ તેની નજરે પડયો નહોતો પોતાના મનમાં તેની પછવાડે જવાનો નિશ્ચય કીધો, આખો દહાડો તેની પછવાડે ચાલ્યો, સાંજની વખતે તે વીંછી એક મોટા પથ્થર તળે ભરાયો, માનસિંગ ત્યાંજ બેઠો તે જંગલની પાસે એક ગામડું હતું જે ઘણું ફળદ્રુપ હતું ત્યાંના લોકો માનસિંગને જોઈ તેને માટે ખાવાનુ લાવ્યા. માનસિંગે તે ખાધું અને એક ઝાડની નીચે સુતો એવામાં તે મેદાનમાં ઘણા એક ઘોડાઓ તથા બીજા પશુઓ એકઠાં થયાં, જેઓની સાથે તેના રખેવાળ પણ આવ્યા અને રાતના ત્યાંજ આરામ કીધો, જ્યારે થોડાએક રાત ગઈ ત્યારે તે વીંછી પથ્થર તળેથી નીકળી જે ઠેકાણે જાનવરો તથા ઘોડા હતા ત્યાં ચાલ્યો જ્યારે તે તેઓની નજદીક આવ્યો ત્યારે દરેક જાનવરો ઉપર કુદીને તેઓને એવો તો ડંખ માર્યોકે સઘળાંઓ તરત જમીન ઉપર પડયાં. આ પ્રમાણે સઘળા ઘોડા અને સઘળાં જાનવરોનો નાશ કરીને ત્રણ ચાર રખવાળોને પણ ડંખ મારી બેજાન કરી પાછો આવી પેલા પથ્થર તળે ભરાયો. માનસિંગ આ બીના જોઈ અફસોસ કરવા લાગ્યો કે તે બલાએ સંખ્યાબંધ પ્રાણીનો નાશ કીધો જેથી આખું જંગલ મુડદાથી ભરાઇ ગયું. જ્યારે સવાર થયું ત્યારે તે ગામડાના લોકો ત્યાં આવ્યા અને માનસિંગને જીવતો જોઇ તેને પુછવા લાગ્યા કે એ જુવાન તું કેમ જીવતો રહ્યોછે માનસિંગે સઘળી વાત તેઓની આગળ કહી પછી તે વીંછીએ જંગલનો રસ્તો લીધો. માનસિંગ પણ તેની પછવાડે ગયો આખો દહાડો ચાલ્યો ત્યારે એક શેહેરના પાસે આવી પહોંચ્યો. સાંજની વખત થઇ ત્યારે તે વીંછી જમીન ઉપર આળોટી એક કાળો સાપ થઈ એક દરમાં ભરાઇ ગયો જ્યારે એક પોહોર રાત ગઇ ત્યારે દરમાંથી બહાર આવી શેહેરમાં દાખલ થઈ રાજાના મેહેલની નજદીક આવી પોંહોંચ્યો; થોડાક વખત પછી તે શેહેરના રાજાને તે સાપે ડંખ્યો અને ત્યાંથી તેના વજીરના ઘરનો રસ્તો લીધો. વજીરના ઘરમાં જઇ વજીરના છોકરાને ડંખ્યો તે પણ મરી ગયો પછી પાછો જંગલમાં આવી પેલા દરમાં ભરાઇ ગયો. જ્યારે સવાર થયું ત્યારે શેહેરમાં પોકાર ઉઠયો કે શેહેરનો રાજા તથા વજીરનો છોકરો એકાએક સાપના કરડવાથી મરણ પામ્યા છે. દરમાં-

થી નીકળી સાપે આગળ ચાલવા માંડ્યું અને જ્યારે દરિયા આગળ આવ્યો ત્યારે એક વાઘ બની ગયો અને એક ઝાડીમાં ભરાઇ ગયો; એટલામાં ત્યાં બાયડીઓનું ટોળું આવ્યું જેઓએ પોતાનાં વાસણો પાણી ભરી માંથે મુકી ચાલવા માંડ્યું એવામાં તે વાઘ ઝાડીમાંથી નીકળી આવી પેલા ટોળામાંથી ચઉદ વરસની એક સૌથી સરસ ચાંદના રૂપ જેવીને ઉચકી દુર નાશી ગયો અને તે બાયડીને ફાડી નાખી પછી એક ખુબસુરત સ્ત્રીના રૂપમાં બદલાઇ ગયો અને પેલી સ્ત્રીના દાગીના સઘળા પોતે પેહેરી લઈ એક ઝાડ હેઠળ બેસી રડવા માંડ્યું. એવામાં બે ભાઇઓ તે તરફ પોતાના ઘોડા ઉપર બેસી આવ્યા તેઓ વેપારને અર્થે નીકળ્યા હતા અને નજદીક સાત વરસે બેહદ ખજાનો એકઠો કરી પોતાના માબાપ તથા બઇરી છોકરાંને મળવા માટે જતા હતા. જ્યારે પેલી સ્ત્રીએ પેલા બને ભાઇઓને આવતા દીઠા ત્યારે વધારે મોટે સાદે રોવા માંડ્યું. આવા અઘોર અરણ્યમાં આવી ખુબસુરત સ્ત્રીને રડતાં જોઇ તેઓ બને તેની પાસે આવી તેને પુછવા લાગ્યા કે ઓ જવાન ખુબસુરત નાર આ જંગલમાં તું શા માટે રડે છે અને તું અહીંઆં એકલી કેમ બેઠી છે તે બોલી કે હું એક દેહેકાણીની બાયડી છું તે મને પોતાને ઘેર લઈ જવાને મારે ઘેર તેડવા આવ્યો હતો. અમો આ જંગલમાં થઇને અમારે ઘેર જતાં હતાં એવામાં એક વાઘે આવી મારા ભરથારપર તલપ મારી તેને ફાડી ખાધો. હવે હું એકલી પડી છું. નથી હું મારા ઘરનો રસ્તો જાણુતી કે નથી મારા ધણીનું ઘર જાણતી. હવે મારો બાકીનો ભવ હું શી રીતે ગુજારીશ. તેમાંથી એક જણે કહ્યું કે જો તને કોઇ માણસ પોતાના ઘરમાં રાખે તો તેમ રહેવાને ખુશી છે કે નહીં. તે બાયડીએ જવાબ દીધો કે જ્યારે કોઇ મને રાખે ત્યારે હું તેને શા માટે કબુલ નહીં કરૂં, પછી તે બોલ્યો કે તું મને તારા ભરથાર તરીકે રાખ્ય. તે બાયડીએ સઘળું કબુલ કીધું અને તેઓ ત્રણ જણે ચાલવા માંડ્યું. થોડેક રસ્તે ગયાં એટલે તે બાયડી બોલી કે હું ઘણી ભુખી છું પાણીની તરસે મારો જીવ જાય છે તેથી જો થોડું પાણી લાવીને પાઓતો મોટી મેહેરબાની થશે. ત્યાર પછી એક ભાઇએ પોતાના ઘોડા ઉપરથી ઉતરી પાણીને માટે

ચાલવા માંડયું. તે ગયો ત્યારે પોતાના નાના ભાઇને કહ્યું કે જ્યાં સુધી હું આવું ત્યાં સુધી આ મારી બાયડીની સંભાળ રાખજે અને આ જગોથી ઉઠતો નહી. મોટો ભાઇ થોડેક દુર ગયો એટલે તે બાઇડીએ પેલા નાના ભાઇને કહ્યું કે હું તારા ઉપર ઘણીજ આશક થઇછું, જ્યારે મેં તુને પેહેલાં જોયો ત્યારેજ મારૂં દીલ તારી તરફ લલચાયું. પણ મેં જાણ્યું કે તારો મોટો ભાઇ આ વાત કબુલ નહીં કરે તેથી તેના સાથે હું જુઠું બોલી મેં તેને કબુલ કીધો છે માટે તું મને તારા આશરા તળે લે. આ સાંભળી તે નાનો ભાઇ બોલ્યો કે તું માહારી માની બરોબર છે. આવા વચન બોલવાં તને ઘટતાં નથી જે વાત તું કહે છે તે હરગેજ બનવાની નથી, ત્યારે તે બાઇડીએ જવાબ દીધો કે ઠીક છે હું તેની સાથે પરણું પણ તું માહારી સાથે મોહોબત રાખજે; ત્યારે તે નાના ભાઇએ તેણીને ઘણી સમજાવી પણ તે બોલી કે જ્યારે તું માહારી આટલી નાની અરજ કબુલ રાખતો નથી તો હું તારી ઉપર ખોટું તોહોમત મુકી તુને મારી નંખાવીશ. જ્યારે તારો ભાઈ આવશે ત્યારે તેને કહીશ કે એ માહારી લાજ લેવા તળપી રહયો હતો. આ સાંભળી તેણે જવાબ દીધો કે જો માહારો જાન જશે તો બી હું આવું કામ કદી કરનાર નથી. એટલામાં પેલા મોટા ભાઇને દુરથી આવતો જોઇને તે સ્ત્રીએ પોતાનાં સઘળાં કપડાં ફાડી નાંખ્યાં અને સઘળાં ઘરેણાં ધુળમાં નાંખી દીધાં અને મોટે સાદે રડવા માંડયું; જ્યારે મોટો ભાઈ પાસે આવ્યો ત્યારે તે બાઇડીને કલપાંત કરવાનું કારણ પુછયું ત્યારે તેણીએ જવાબ દીધો કે તારો નાનો ભાઈ માહારી ઉપર ખોટી નજરે જોતો હતો અને મને કહ્યું કે જો તું માહારી સાથે પરણે તો હું મારા મોટા ભાઇને મારી નાંખુ અને પછી આપણે આ સઘળુ ધન સાથે ભોગવીએ. મારી લાજ લુટવાની તૈયારીમાં હતો એવામાં તમે આવી પુગ્યા, અને ઇશ્વરે માહારી લાજ રાખી. આ સાંભળી તે મોટા ભાઇને એટલોતો ગુસ્સો ચઢયો કે પોતાની તરવાર મીયાંમાંથી ખેંચી પોતાના નાના ભાઇના પેટમાં ભોંકી દીધી. તરતજ નાના ભાઇએ પોતાનું ખંજર કરમાંથી ખેંચી મોટા ભાઈનું પેટ ચીરી નાંખ્યું અને બંને જણ લોહીમાં ગરકાવ થઇ જમીન

ઉપર પડયા પછી તે સ્ત્રી એક ભેંશના આકારમાં બદલાઈ ગઈ. માનસિંગ અફસોસ કરવા લાગ્યો, પણ બીજું આગળ ભેંશ શું કરેછે તે જોવા માટે તેની પછવાડે ગયો. એક ગામડાં આગળ ભેંસ આવી પુગી, અને ગામડાના લોકો તેને પકડવા માટે તેની પુંઠે દોડયા. થોડાકને લાત મારી જીવ લીધો, થોડાકને શીંગડાં ભોંકી હેરાન કીધા અને થોડાકને ચીરી નાંખ્યા, પછી જંગલની તરફ ચાલવા માંડયું એટલામાં થોડેક દુર જઇ બુઢા આદમીની સુરતમાં તે ભેંસ બદલાઈ ગઈ. હવે માનસિંગથી વધારે વાર થોભી શકાયું નહીં ને તેની પછવાડે દોડતો દોડતો ગયો અને તે બુઢા આદમીને ઉભો રાખીને સઘળો હેવાલ પુછયો. ઓ ચમત્કારી માણસ તું મને કહે કે તેં હજારો પ્રાણીઓનો નાશ શા માટે કીધો તે બોલ્યો કે ઓ માનસિંગ આ પુછવાનું તારે શું કામ છે. તું તારે રસ્તે ચાલ્યો જા કોઇ દહાડે તુને કહીશ. માનસિંગે કહ્યું જ્યાં સુધી મને નહીં કેહેશે ત્યાં સુધી તારો કેડો છોડવાનો નથી. તે બુઢા માણસે જવાબ દીધો કે મારૂં નામ જમ છે. જ્યારે તેં પેહેલે દહાડે મને સાત રંગના વીંછીના આકારમાં જોયો ત્યારે ધર્મ રાજાનો એવો હુકમ હતો કે પેલાં જાનવરોને તથા માણસોને વીંછીના રૂપમાં મારી નાંખો. જ્યારે રાજાનુ તથા વજીરના છોકરાનું મોત સાપના ડંખથી નિપજવાનું હતું, ત્યારે સાપને આકારે મેં તેઓને મારી નાંખ્યા. પેલી ખુબસુરત બાઇડીનું મોત વાઘથી થવાનું હતું ત્યારે મેં તેને તે રૂપે મારી નાંખી. પેલા બે ભાઇનું મોત કજીઆથી હતું તેથી તેઓ તે રીતે મરણ પામ્યા અને પેલા આદમીઓનું મોત ભેંશથી હતું તેથી મેં ભેંશના આકાર લીધો હતો, ઓ માનસિંગ કોઇ કોઇને મારી શકતું નથી, પણ જેના નસીબમાં જેવી રીતે મરવાનું હોય છે તેવીજ રીતે અને તેજ મોતે તે મરે છે, ત્યારે માનસિંગ બોલ્યો કે તું મને કહે કે મારૂં મોત કેવી રીતે છે અને ફરીથી તું માહારી સાથે મુલાકાત કયારે કરીશ. તે જમે જવાબ દીધો કે જ્યારે તું ત્રણસેં વરસનો થઈશ ત્યારે તું માહાદેવ ઉપર તપ કરીશ, તેથી તને માહાદેવ તુષ્માન થઈ પોતાના કૈલાસમાં તેડવાનું વચન આપશે. હજુ તારી ઉમ્મર ઘણી બાકી છે. દુનિઆના લોકો માટે કંઇપણ કામ કરવામાં ગુંથાએલોજ રહેજે. આ સાંભળી માનસિંગે માથું નિચું ન-

માવી પરમેશ્વરની પ્રાર્થના કીધી, પછી માથું ઉંચું કરીને જુએ છે તો પેલો જમ ગેબ થઇ ગયો માનસિંગ પર્વત તરફ રવાને થયો એટલે દુરથી કાંઇ તળાવના જેવું નજર આવ્યું, ત્યાં રાતનો વાસો રહી અને દિવસે પાછું ચાલવા માંડયું, સુર્ય એટલોતો ગરમ હતો કે પાણીનો કુવો દુરથી દેખાયો ત્યાંજ પોતાના કપડાં ધોયાં. આગળ જઇને જુવે છે તો કુવો કાંઇ નજરે આવ્યો નહીં પણ એક સાપ ગુછળું વળીને બેઠો હતો જે દુરથી પાણીના જેવો જણાતો હતો ત્યાંથી તેણે વિચાર્યું કે હવે હું પાછો ફરૂં એટલામાં તે સાપ બોલ્યો કે ઓ પગનપુરના રાજા શા માટે તું પાછો જાય છે અને આ ઠેકાણે શું કામ આવ્યો છે. માનસિંગ બોલ્યો કે ઓ માહાપુરૂષ હું પાણીની તલાસ કરૂંછું. તે સાપે જવાબ દીધો કે ઓ પ્યારા આ ઠેકાણે દરેક ચીજ હાજરછે તું માહારી સાથે ચાલ. માનસિંગે વિચાર કીધો કે એ સાપની સાથે હું જાઉં તો કદાથ એ મને દગાથી મારી નાંખશે. ત્યારે પેલા સાપેજ તેને કહ્યું કે તું તારા મનમાં કસી ચિંતા ના કર માનસીંગે વિચાર્યું કે મારા તકદીરમાં જે લખ્યું હશે તે થશે માટે એકવાર હું જોઉં તો ખરો કે એ શું કરે છે; પછી તે માનસિંગને પોતાની સાથે એક બગીચામાં લઇ ગયો તે બાગ એટલો તો સુશોભિત હતો કે માનસીંગે પોતાની આખી ઉમરમાં કોઇપણ ઠેકાણે તેવો જોયો હતો નહીં. બુલબુલના અવાજ સાથે તરેહવાર રંગબેરંગી ફુલોનો ખુશબો દીલને એટલો તો આનંદ પમાડતો હતો કે કઈ બોલ્યાની વાત નહીં. પછી માનસિંગ તે બાગના એક હોજ આગળ બેઠા પછી તે હોજમાંથી રાક્ષસીઓએ ઝરઝવેર, હીરા મોતી, માણેક, આકુત અને જમરૂખ વિગેરેના ખુમચા માનસીંગ આગળ લાવી મુકયા અને કહ્યું કે આ નજીવી ભેટ તમારે માટે મોકલી છે જે તમો કબુલ કરો. માનસિંગ બોલ્યો કે એ કોણે મોકલી છે? તેઓએ કહ્યું કે જે સાપ તમને આ ઠેકાણે લઇ આવ્યો છે તેણે મોકલી છે. થોડીકવાર પછી પેલા હોજમાંથી એક ખુબસુરત પુરૂષ થઇ બહાર આવ્યો અને માનસિંગને પુછયું કે ઓ પ્યારા તું મને ઓળખે છે, માનસિંગે કહ્યું કે મેં તને કદી દીઠો નથી; ત્યારે તેણે કહ્યું કે હું તેજ છું જેની સાથે તું આ બાગમાં આવ્યો છે પછી રાજ્યાસનપર

માનસિંગને બેસાડી તેની સાથ હેત વિનોદની વાતો કરી તે પછી જમવાનું તૈયાર થયું એટલે જમ્યા પછી તે બોલ્યો કે એ જુવાન હું રાક્ષસની જાતનોછું અને મારૂં નામ ધુડકેતુ છે. એક દીવસ મારા મનમાં એવો ખ્યાલ આવ્યો કે હું મારૂં તમામ લશ્કર એકઠું કરી ગાલવના યજ્ઞનો ભંગ કરૂં અને તેઓના યજ્ઞના ભાગનો ધણી થઉં. લશ્કર મેં એકઠું કીધું અને હું જવાની તૈયારી કરવા લાગ્યો કે, રાત્રે હું સુતો અને સવારમાં ઉઠયો ત્યારે સાપની સુરતે થઇ ગયો. જમીન ઉપર હું આળોટવા લાગ્યો અને પોકાર કરવા લાગ્યો; જ્યારે ઘણોજ હાય મારવા લાગ્યો ત્યારે મને એક અવાજ સંભળાયો કે જે કોઇ પોતાના વચનથી ફરે તેના હાલ એવાજ થાય. દર રાતના આ અવાજ હું સાંભળતો હતો. જ્યારે મેં ઘણી સ્તુતિ કીધી અને ઘણા કાલાંવાલાં કરી પરમેશ્વર આગળ માફી માગી ત્યારે મને એક બીજો અવાજ સંભળાયો કે ધીરજધર હજુ તારો છુટકો કરનાર માણસ આ જગતમાં જન્મ ધરનાર છે. ફરીથી મેં ઇશ્વરની સ્તુતિ કરી કહ્યું કે હવે હું વિરૂધ કદી કરનાર નથી ત્યારે આકાશમાં એવી વાણી થઇ કે પગનપુરનો વિસ વરસનો એક કુંવર તારી પાસે આવશે તેની તું સેવા ચાકરી કરજે તે માણસને જોવાથી તું તારી અસલી સુરતે આવી જશે. આજ સાઠ વરસ થયાં આ જંગલમાં બેસી તારી વાટ જોઉંછું, હવે તું આવ્યો છે તો માહારી ઉપર દયા કરી તું તે પરમેશ્વરના દરબારમાં માહારે માટે પ્રાર્થના કરે તો હું તારો ઉપકાર જીવતાં સુધી ભુલીશ નહીં. માનસિંગ પુછ્યું કે તેં શું વચન આપ્યું. તે બોલ્યો કે હનુમાનના ચોકીમાં એવો એકરાર થયો હતો કે કોઈ પણ રાક્ષસ અથવા ભુતો યા જીનોએ માણસ જાતને કોઇ પણ દહાડે કોઇ ઠેકાણે દુઃખ દેવું નહીં. પછી માનસિંગે ઇશ્વરની સ્તુતિ કીધી. જે પરમેશ્વરના દરબારમાં માન્ય થઇ અને તે રાક્ષસની સુરતમાં તેજ વખતે બની ગયો. પછી તે ધુડકેતુએ માનસીંગને ત્યાં આવવાનું કારણ પુછ્યું માનસિંગે કહ્યું કે હું મણી લેવા જાઉંછું. પછી પેલી સોનાની મણી સાથે લાવ્યો હતો તે દેખાડીને ગુણસુંદરીની સઘળી વારતા કહી ત્યારે તે બોલ્યો કે તું ખરૂં કહેછે એ મણી ઇંદ્રની ઇંદ્રાણીની ઝાલમાં છે તે મીનકા અપ્સ-

રાની છોકરી સુરેખાને આપવા ઇંદ્રે વચન આપ્યું છે અને તે સુરેખાનો બાપ ત્રણ પ્રશ્ન રાખે છે તેનો જવાબ જે માણસ લાવી દેશે તેની સાથે પોતાની છોકરી પરણાવી તે મણી તેને આપવા ચાહે છે તેણે કહ્યું તું માણુસ જાત ત્યાં શી રીતે જઈ પુગશે કારણ કે રસ્તો તમામ ખુનખાર જીનોથી ભરેલો છે. માનસીંગ બોલ્યો કે પરમેશ્વરનું કામ પરમેશ્વરજ કરશે પછી તે રાક્ષસે કહ્યું કે હું તારી સંગાથે મારા રાક્ષસો મોકલું છું જેઓ તને તે ઠેકાણે સહીસલામત પુગાડસે. પછી તેના રાક્ષસોને બોલાવ્યા અને કહ્યું કે આ માનકુંવરના આશિર્વાદથી મારો છુટકો થયો છે અને તમારા માથા ઉપરની સઉથી મોટી બલા દુર થઇ છે આ માણુસને એક ઘણું મોટું કામ કરવાનું છે જેમાં તમારી મદદ જોઇએ છીએ. તેઓએ એકે અવાજે કહ્યું કે આ મહારાજા જો અમારો જીવ માગે તો તે પણ આપવાને અમો તઈયાર છીએ. પછી તેણે સઘળી હકીકત કહી સંભળાવી ત્યારે તેઓ બોલ્યા કે, મેરૂ પર્વતપર જવું ઘણું મુશ્કેલ કામ છે. કારણ કે ત્યાં રસ્તામાં જીનોનું સ્થાનક છે માટે જો તમો રાજા સાહેબ અમારી સાથ આવો તો અમો એક કામ માથે ઉઠાવીએ. તેઓમાંથી સાત જણ હિંમત ધરી બહાર આવ્યા અને કહ્યું કે અમો એને સહીસલામત લઇ જઇએ પણ જો અમને જીનોની સંગાથે લડવું પડે તો તમારી મદદ તરતજ જોઇશે. રાજાએ તે કબુલ કીધું પછી માનસીંગને પોતાના રથ ઉપર બેસાડીને અંતરિક્ષ માર્ગે ચાલવા લાગ્યા. ત્રણ દહાડા અને રાત સુધી તેઓએ ચાલ્યા કીધું અને પછી ભુલથી જ્યાં જીનો રહેતા હતા ત્યાંજ હેઠળ ઉતર્યા. બે રાક્ષસો માનસિંગની આગળ રહ્યા અને બાકીના પાંચ જણ ખોરાકી શોધવા ગયા, હવે એવું બન્યું કે તે તરફ કેટલાએક જીનો શિકારને માટે જતા આવી લાગ્યા અને માનસિંગને રથ ઉપર બેઠેલો જોઇને તેની આસપાસ ફરી વળ્યા અને જબરો સોર મચાવી મુક્યો. જ્યારે પેલા બે રાક્ષસોએ આટલા બધા જીનોને જોયા ત્યારે તેઓની સાથે લડયા વગર બીજો કાંઈ ઉપાય દીઠા નહીં, પેલા બે જણાઓએ ઘણાએક જીનોને ઠાર કીધા, પણ આખરે પકડાઇ ગયા અને પેલા જીનો માનસિંગને રથ સુધાં પોતાના મકા-

નમાં લઈ ગયા. પછી પેલા રાક્ષસોને પુછયું કે આ માણસને ક્યાંથી લાવ્યા છો અને ક્યાં લઇ જાઓ છો. તે બોલ્યો કે એ પગનપુરનો રહેવાસી છે અને ધુડકેતુનો ઘણો વાહાલો મીત્ર છે માટે જો તમે આ માણસને ઈજા કરશો તો તમને મોટી સજા કરવામાં આવશે. જીન બોલ્યો કે ધુડકેતુ તો ઘણા દીવસથી ગુમ થયો છે, તે હાલ ક્યાંથી આવ્યો તેઓએ અસલથી 'આખર સુધીની સઘળી વાત તેઓને કહી પછી પેલા પાપીષ્ટ જીનોએ તે ત્રણ જણને એક ભોંયરામાં કેદ કીધા. હવે પેલા પાંચ જણાઓ જેઓ ખોરાકીની શોધને માટે ગયા હતા તેઓએ આવીને પેલા જીનને મુવેલા પડેલા દીઠા અને માનસિંગ તથા પોતાના સોબતીઓને નહીં જોયાથી મોટી ચીન્તામાં પડયા કે એઓને કોણ લઇ ગયું હસે અને આ જીનો કઇ તરફના હશે તે કાંઈ જણાતું નથી માટે આ મુડદાઓને વગે કરવાને માટે કોઇ આવે તો તેને પુછીએ. પેલા મુવેલા જીનોમાંનો એક જીન જરા હાલતો જણાયો તેઓએ તેને પુછયું ત્યારે તેણે કહ્યું કે હું નજદીકના જીનોમાંનો છું અને તારા સોબતીઓને તથા પેલા માણસને તેઓ પોતાને મુકામે લઈ ગયા છે. આ સાંભળતાંજ પેલા રાક્ષસો પોતાના ધુડકેતુ પાસે ગયા, અને સઘળો હેવાલ તેની આગળ જાહેર કીધો એટલે ધુડકેતુ પોતાનું લશ્કર તૈયાર કરી તે તરફ ગયો અને ત્રણ દહાડા અને રાત કુચ કીધા પછી જીનોના મુકામમાં જીનો શું કરે છે તેની ખબર લાવવા માટે એક જાસુદને મોકલ્યો; તે ખબર લાવ્યો કે જીનનો રાજા પોતાના જીનો સાથે એક મેદાનમાં શીકાર કરે છે. પછી રાજાએ પોતાના લશ્કરને માહાવીરના સોગન આપ્યા કે જીનોએ પોતાનું વચન તોડયું છે માટે તેઓએ એઓ ઉપર જરા પણ રેમ કરવી નહીં અને એકદમ તેઓની ઉપર તુટી પડી તેઓને ધર્મ રાજાને સ્વાધીન કરવા. તેજ પ્રમાણે થયું તેઓ પેલા જીનોની ઉપર તુટી પડયા થોડાક નાશી ગયા અને કેટલાક પોતાના સરદારની સાથે કેદ પડયા. રાજાએ સઘળા જીનોને કતલ કરવાનો હુકમ કીધો. પછી પોતાની હજુરમાં બોલાવીને કહ્યું કે એ નાપાક જીન તું મને ભુલી ગયો હતો, તું જાણતો નહીં હતો કે હું હજી જીવતોછું, મારા માણસોને હેરાન કરવાની તને શી ગરજ હતી હવે

જલદીથી પેલા ત્રણ જણને તું માહારી આગળ જીવતાને જીવતા લાવ. તેણે જવાબ દીધો કે હું તો તેઓને ખાઇ ગયોછું. પછી રાક્ષસના રાજાએ પોતાના નોકરોને હુકમ કીધો કે હમણાંને હમણાં એક મોટું બળતું સળગાવો અને તેની અંદર જીનના રાજાને એના આખા કુટુંબને બાળી નાંખો કારણ કે એની સજા એજ છે. જ્યારે જીનના રાજાએ જોયું કે હવે બચવાનો કશો ઉપાય નથી ત્યારે અરજ કરવા લાગ્યો કે જો તમો મને જીવતો મુકો તો તેઓને લાવી તમારી આગળ હાજર કરૂં. રાક્ષસના રાજાએ હા કહી એટલે જીને માનસિંગને તથા બે રાક્ષસોને રાજાની પાસે હાજર કીધા, જ્યારે માનસિંગ આવ્યો ત્યારે ઘણી મોબતથી રાજાએ તેને પોતાની પાસે તખતપર બેસાડયો અને જમવાનું તેની આગળ હાજર કીધું ત્યાર પછી બાકીના જીનોને મારી નાંખવાનો તેણે હુકમ કીધો. જીનના રાજાએ પોતાના બચાવ માટે ઘણા કાલાવાલા કર્યા ત્યારે રાક્ષસના રાજાએ કહ્યું કે તે માહાવીરોના હુકમમાં કોઈ પણ મનુષ્ય જાતને દુઃખ ન દેવા માટે સોગન ખાધા હતા તે સોગન પાળ્યા નહીં તો હવે તને મુકવો વ્યાજબી નથી એટલું કહીને તેને પણ અગ્નિમાં બાળી મુકયો અને તે મુલક ઉપર પોતાના એક સરદારને નિમ્યો અને માનસિંગને પોતાની સાથે લઇ જવા પુછયું માનસિંગને પોતાનો વિચાર આગળ જવાનો જણાવ્યો ત્યારે પોતાના લશકરમાંથી ચાર જોધા રાક્ષસોને તેની સાથે મોકલ્યા તેઓ તેને રથમાં બેસાડી આકાશ મારગે રાત ને દહાડો જંગલ કાપતાં આગળ ચાલ્યા; જ્યારે થાકી જતા ત્યારે કોઇ સલામતી ભરેલી જગ્યોએ ઉતારતા અને પાછા આગળ ચાલવું શરૂ કરતા એક દહાડો તેઓ એક પરવત ઉપર ઉતર્યા તે પાહાડ ઉપર શીવ ગાંધર્વ મેરૂ પરવતનો રહેવાશી ઉદાશી હાલતમાં બેઠો હતો તે ગાંધર્વ ચીત્રકેતુ ગાંધર્વની છોકરી ઉપર આશક પડયો હતો પણ પેલા ત્રણ પ્રશ્નનો ખુલાસો કરવાને તેનામાં શક્તિ હતી નહીં તેથી ત્યાંજ બેસી રાત અને દીવસ રડાકુટ કરતો હતો. માનસિંગ તેને જોઇ તેની આગળ ગયો અને તેને આવી હાલતનું કારણ પુછયું. તેણે પોતાનો સઘળો હેવાલ માનસિંગને કહ્યો પછી તેણે પુછયું કે તું આ જગ્યાએ શા માટે આવ્યો છે માનસિંગે કહ્યું હું

મેરૂ પરવતમાં ચીત્રકેતુ ગાંધર્વ પાસે તેની છોકરી સુરેખા છે તે છોકરીની પાસે મણી છે તે લેવાને જાઉછું ત્યારે ગાંધર્વ બોલ્યો કે મોટા દેવતાઓ તથા ગાંધર્વોથી તેના ત્રણ પ્રશ્ન પુરા થઈ શક્યા નથી તો તું મનુષ્ય શી રીતે કરી શકશે. ત્યારે તેણે કહ્યું કે તું કાંઈ ચીંતા ન રાખ પ્રભુ મોટો છે કામ પાર પાડશે, જો તું મારી સાથે આવે તો એ છોકરીને હું કોઈ પણ પ્રકારે તારી સાથે પરણાવું. તે શીવ ગાંધર્વે માનસિંગના પગ ઉપર માથુ મુકયું અને બોલ્યો કે ઓ પ્યારા મને જીવતદાન આપ્યું માટે જે ચાહે તે કર. માનસિંગે કહ્યું કે તું મારી સાથે મેરૂ પરવતમાં ચાલ એટલે તે ગાંધર્વે કે આપણે એક વીમાનમાં બેસી અંતરિક્ષ ચાલીએ કે માસ એકની અંદરમાં મેરૂ પરવતમાં દાખલ થઈએ, એમ કહી તે ગાંધર્વે પોતાના ભાઈને યાદ કીધો એટલે તેનો ભાઈ વીમાન લઈ હાજર થયો. તે જોઈ માનસિંગને ઘણો આશ્ચર્ય થયો અને પોતાની સાથમાંના રાક્ષસોને રજા દઈ પોતાના દેશ તરફ મોકલ્યા. તે વીમાનમાં પેલા સીવ ગાંધર્વની સાથે મેરૂ પરવત તરફ ચાલ્યા. માસ એક વીત્યા પછી મેરૂ પરવતમાં દાખલ થયા અને જુવે છે તો તે પરવત સોનાનો, તથા રતનથી ભરપુર હતો, તે જોઈ માનસિંગ ઘણો આશ્ચર્ય થઈ પોતાના મન સાથે કહેવા લાગ્યો, કે સ્વર્ગનું સુખ તો અહીંજ છે એમ કહી ઇશ્વરની માયાની તારીફ કરવા લાગ્યો, એટલે તે ગાંધર્વ માનસિંગને પોતાના મહેલમાં તેડી પોતાના તખત ઉપર બેસાડી ઘણા માનથી તેની સાથે વાતચીત કરવા લાગ્યો. પછી માનસિંગને અમરત ભોજન જમાડી પાનબીડાં વીગેરે આપી રહ્યા પછી કહ્યું કે હવે તમે ચીત્રકેતુ ગાંધર્વની છોકરી સુરેખા પાસે જાઓ ને તેણીના બાપ પાસે જે પ્રશ્ન છે તેનો ખુલાસો કરી આવો એટલે માનસિંગ તે ગાંધર્વની સાથે તે ચીત્રકેતુ ગાંધર્વની સભામાં ગયો અને તેને જોઈ ચીત્રકેતુ ગાંધર્વ બોલ્યો કે ઓ પ્યારા માણસ તું મૃત્યુલોકથી અહીં શા માટે આવ્યોછે તે સાંભળી માનસિંગ બોલ્યો કે હું એક બીજાના કામને માટે આવ્યોછું કે ગુણસુંદરી ઉપર રૂપસિંહ રાઠોડ આશક પડયોછે તે ગુણસુંદરી સાત પ્રશ્નો રાખેછે તેમાનાં પાંચ પ્રશ્ન મેં પુરા કીધા છે અને છઠ્ઠા પ્રશ્નમાં તેઓએ એક મણીનો જોડો લાવવાને કહ્યું તે મણીતું નામદારની છોકરી પાસેછે માટે

તે મણીના જોડા આપ એટલે તે ગાંધર્વ બોલ્યો કે મારા ત્રણ પ્રશ્ન પુરા કરે તો તે મણી તથા મારી છોકરી તે માણસની સાથ પરણાવવા કબુલકીું. તે સાંભળી માનસીંગ બોલ્યો કે મારે તારી છોકરીને પરણવા સાથે કાંઈ કામ નથી મારે તો મણી લેવાની જરૂરછે માટે તારા પ્રશ્ન પુરા કરી આપું એટલે તે મણી તું મારે સ્વાધીન કર તે સાંભળી ચીત્રકેતુ ગાંધર્વ બોલ્યો કે જો તું મારા ત્રણ પ્રશ્ન પુરા કરશે તો તે મણી તથા મારી છોકરી તું જેને દેવા ચાહેછે તેને આપવાને કબુલકીુ એટલે માનસીંગે કહ્યું કે તમારા ત્રણ પ્રશ્ન શું છે તે મને કહો. એટલે ચીત્રકેતુ ગાંધર્વ બોલ્યો કે પેહેલો તો પરીયા જાનવરનો જોડો લાવ. બીજું રાતા સાપનો મોરો લાવ, ત્રીજું ઉકળતા તેલમાં પડ ને તેમાંથી જીવતો નીકળે. એ ત્રણ પ્રશ્ન જે માણસ પુરા કરશે તેની સાથે મારી છોકરી પરણાવી તે મણી તેને સ્વાધીન કરીશ. માનસીંગ પરીઆ જાનવરનો જોડો લેવા ચાલ્યો અને પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે તે જાનવર કેવું હશે અને કઈ જગ્યોપર મળશે એમ કહી ફીકર કરવા લાગ્યો એટલે એક ઝાડ ઉપર કોયલ બેઠેલી હતી તેણે માનસીંગને જોયો એટલે પોતાના નર સાથે બોલી કે આ માનસીંગ ઘણો ઉદાર મનનો છે તે પરીઆ જાનવરનો જોડો લેવા જવાના ઈરાદા માટે નીકળ્યો છે એટલે નર બોલ્યો કે તે જાનવર હેડંબા વનમાં છે તે લાવવું ઘણું મુશકેલ છે કેમ જે તેના આડી ઘણા એક રાક્ષસોની ચોકી છે તે રાક્ષસો સાથે તેને લડવું પડશે. તે સાંભળી માનસીંગે હેડંબા વનનો રસ્તો લીધો. રસ્તામાં ચાલતાં સાત દહાડે તે જંગલમાં જઈ પોંચ્યો તે હેડંબા જંગલ એવું તો વિકટ હતું કે તે જંગલમાં ચાલવાનો રસ્તો ભાગ્યેજ મળી શકતો. માનસિંગ પોતાના મન સાથે વીચાર કરવા લાગ્યો ક એ ઇશ્વર મારે હવે શી રીતે જવું એવો વિચાર કરે છે એટલામાં કેટલાએક રાક્ષસોએ આવીને માનસિંગને વીંટી લીધો, એટલે માનસિંગ ગભરાઇને બોલ્યો કે એ ભાઈ આ જંગલનું નામ શું તે સાંભળી રાક્ષસો ધમકી આપી બોલ્યા કે તું કોણ છે. તારે જંગલના નામનું શું કામ છે. ત્યારે માનસિંગ બોલ્યો કે મારે પરીઆ જાનવરનો જોડો

જોઇએ છીએ એટલે તે રાક્ષસોએ જવાબ દીધો કે તું કહે છે તે જાનવરની માલીક અમારી રાણી હેડંબા છે તે રાણી પાસેના મેહેલમાં રહે છે તેની આગળ તું અમારી સાથે ચાલ. એટલે માનસિંગ તે રાક્ષસોની સાથ હેડંબા પાસે ગયો તેને જોઇને હેડંબા બોલી કે એ માનસિગ તું એટલી મુશીબત લઈ આ વિકાળ જંગલમાં શા માટે આવ્યો છે એટલે માનસિંગ બોલ્યો કે મારે પરીઆ જાનવરનું જોડું જોઇએ છીએ તે મને મહેરબાની કરી આપો. એટલે હેડંબાએ રાક્ષસોને હુકમ કીધો કે તે જાનવરનું જોડું તેને આપો એટલે તે રાક્ષસો જંગલમાંથી લાવી માનસિંગને સ્વાધીન કીધું તે લઈ માનસિંગે મેરૂ પર્વત તરફનો રસ્તો લીધો કેટલેક દહાડે ત્યાં જઇ પુગ્યો અને તે ગાંધર્વ ચીત્રકેતુને તે પરીઆ જાનવરનું જોડું શોંપ્યું. પછી બીજા પ્રશ્નનો જવાબ લાવવાને કહ્યું કે તું લાલ સાપનો મહોરો લાવ. માનસિંગે ચીત્રકેતુ ગાંધર્વને કહ્યું કે તારો પહેલો સવાલ બજાવી લાવ્યોછું તેમ બીજો પણ કરી લાવીશ એમ કહી લાલ સાપનો મહોરો લેવા ચાલ્યો પણ ચીત્રકેતુને કહ્યું કે તે લાલસાપનો મહોરો કઈ જગોએ મળશે તે તું મને કહે. તે ગાંધર્વ બોલ્યો કે કોહી કાપના રાતા જંગલમાં એ મહોરો તને મળશે. રજા લઇ માનસિંગ ચાલ્યો ચાલતાં ચાલતાં રાતા જંગલ તરફ રવાને થયો થોડા મહીના પછી જંગલ તથા પહાડો તરફ આવી લાગ્યો ભુખ્યો તરસ્યો ચાલ્યો જાય છે એટલામાં એક કાળુ જંગલ તેની નજરે પડયું. થોડેક દુર ગયો ત્યારે કાળા સાપોને આદમીનો વાસ આવ્યાથી તેઓએ તરતજ જમીનમાંથી બહાર નીકળી આવી માનસિંગને ચારે બાજુએથી ઘેરી લીધો. માનસિંગે જીનનો આપેલો ધોકો પોતાના માથા ઉપર રાખ્યો જેથી પેલા સાપો તેની આગળ આવી શકયાં નહીં. સવાર થયું એટલે તેઓ જમીનમાં પાછા જતા રહ્યા એજ પ્રમાણે સફેત જંગલ અને લીલાં જંગલ પસાર કીધાં. જયારે રાતા જંગલમાં આવ્યો ત્યારે ભુખ અને તરસે માનસીંગ ઉપર હુમલો કીધો તે જંગલની ગરમી એટલી તો લાગી કે ચાર પાંચ ડગલાં ચાલ્યો નહીં એટલામાં ચાલવાની તાકાત જતી રહી તેથી બોલવા લાગ્યે. કે ઓ પ્રભુ હું આગળ શી રીતે જઈ શકીશ ફરી પોતાના મનમાં વિચાર્યું કે

માનસિંગ તું પારકાના કામ માટે આવ્યો છે માટે તારૂં કામ પરમેશ્વર પાર પાડશે એવી રીતે પોતાના દીલને ધીરજ રાખો ચાર મૈલ ચાલ્યો નહી એટલામાં તેને પગે શણગા ઉઠયા અને તરશે કરી જમીન ઉપર પડયો. માનસીંગને આખે દીલે શણગા ઉઠયા એવામાં એક મહા પુરૂષે આવી તેનો હાથ પકડી તેને ઉઠાડયો અને કહ્યું કે ઓ માનસિંગ આ જગ્યોએ તારે હીંમત છોડવી ન જોઇએ. ઉઠ રીંછની છોકરીએ જે મહોરો તને આપ્યો છે તે તારા મોંમાં રાખ જેથી તારા સાપની ગરમી જતી રહેશે અને તારી તરશ મટી જશે. માનસિંગે તરતજ તેમ કીધું તો બેશક તેને ઘણોજ ફાયદો માલમ પડયો. તે માહા પુરૂષના પગમાં પડયો અને કહ્યું કે ઓ પરમાતમા મને કહો કે આટલી બધી ગરમીનું શું કારણ છે. તે બોલ્યો કે રાતા સાપનું એ ઝેર છે કારણ કે તે સાપો પોતાનો દમ જમીનની નીચેથી લે છે જેથી જમીન ગરમ આગ જેવી થઈ જાય છે. એ ગરમી તેઓના મોંમાં જે મોહોરો છે કેને લીધે છે તે મોહોરાનો ફાયદો એટલોછે કે જ્યારે કોઇએ મોહોરો તે સાપ પાસેથી છીનવી લે છે ત્યારે તેનું ઝેર ઉતરી જાય છે. તે સાઠ વરસ પછી સાપના મોંમાંજ ફરીથી પેદા થાય છે. જ્યારે તે મહા પુરૂષના વચન સાંભળ્યાં ત્યારે ઘણો ખુશી થઈ પેલો મોહોરો પોતાના મોંમાં રાખી આગળ ચાલ્યો. બરોબર અધવચમાં આવી લાગ્યો એટલે રાતા સાપને માનસિંગનો વાસ આવ્યો એટલે તે સાપે ઉપર આવવા માંડયું. ગરમી એટલી તો વધી કે કાંઈ કહી શકાય નહીં. અને જ્યારે તે સાપ જમીનમાંથી બાહાર આવ્યો ત્યારે તેના મોંમાથી અગ્નીના ભડકા આકાશ સુધી જવા લાગ્યા. માનસીંગ આ બીના જોઈ ઘણોજ હેરાન થયો. આસપાસ દોડવા લાગ્યો એટલામાં તો સાપે આવી માનસીંગને ઘેરી લીધો. માનસીંગે જોયું કે પાહાડ જેટલો મોટો સાપ જમીનમાંથી નિકળ્યો એટલે તરતજ પેલો ધોકો પોતાના માથા ઉપર ધરયો જેથી માનસીંગને તે સાપની ગરમી ઘણીજ થોડી માલમ પડી. તે સાપે પોતાનો દમ એવો તો જોરથી ખેચ્યો કે અગ્નીના ભડકાથી માનસીંગના હાડપણ બળતાં હોય એવું લાગ્યું. પરમેશ્વરની મેહેરબાની આ વખતે માનસીંગ ઉપર ઘણી વધી, જેથી તે જીવતો રહ્યો. જ્યારે સાપે જોયું કે તેનું કાંઇ વળતું નથી ત્યારે ઘણા જોસમાં આવી

ગયો જેથી પેલો મોહોરો ઝટ દઇને તેના મોંમાંથી બાહાર નિકળી પડયો. જ્યારે સવાર થયું ત્યારે તે સાપ પોતાના ભોંયરામાં જતો રહ્યો. માનસીંગે પેહલાં પોતના રૂમાલનો એક કડકો તે મોહોરા ઉપર નાંખ્યો એવી મતલબથી કે તે ગરમ છે કે નહીં તે માલમ પડે. તે રૂમાલ બળ્યો નહીં એટલે માનસીંગે જાણ્યું કે તે મોહોરો ઠંડો છે પછી તે ઉચકી લઇ માનસીંગે ચાલવા માડયું. હવે પેલા મહા પુરૂષે માનસીંગને એ મોહોરાનો ચમત્કાર જણાવ્યો હતો કે એથી દરિઆમાં ડુબી નહીં જાય, કોઇથી જાનવરનુ ઝેર અસર નહીં કરી શકે, અગ્નીમાં બળી નહીં શકે, આધળા માણસની આંખ સારી થઇ શકે, કોઇનેબી કાંઇ દરદ થાય નહીં લડાઇમાં સરવે ઉપર ફતેહ મેળવે અને પોતાના દુસ્મન આગળ ઘણોજ વહાલો થઇ પડે, સરવે જણ તેના તાબામાં રહે, વળી તે માણસમાં ડાહાપણ પણ વધારે આવે, દુનિઆનું ધન તેની નજરે પડે એ વિગેરે ઘણાએક ગુણોનુ વખાણ કરયું હતું. માનસિંગ તે લઇ ચાલ્યો. થોડે દીવસે મેરૂ પર્વતમાં જઇ પોંહોંચ્યો. તે મોહોરો લઇ તે ગાંધર્વ પાસે ગયો અને તે મોહરો તેને હવાલે કરયો. પછી તે ગાંધર્વે તે મોહોરાને અજમાવી જોયો અને જ્યારે માલમ પડયું કે જે તેને જોઇતો હતો તેજ છે ત્યારે બેહદ ખુશી થયો પછી પોતાનો ત્રીજો પ્રશ્ન બજાવી લાવવાનુ કહ્યું કે ઉકળતી તેલની કડામાં તું પડ તેમાંથી તું જીવતો નીકળે તો માહારી છોકરી તથા મણી તારે સ્વાધીન કરૂં. પછી તે માનસિંગે હા કહી જ્યારે તે ગાંધર્વે એક મોટી કડામાં આઠ દહાડા સુધી તેલ ઉકાળ્યું ત્યારે તેણે માનસિંગને બોલાવી કહ્યું કે તું હવે આ કડામાં પડ. માનસિંગ રીંછના આપેલો મોહોરો મોઢામાં રાખી તેમાં કુદકો મારી તેમાં પડયો. જ્યારે તે અંદર પડયો ત્યારે તેલ તેને પાણીના જેવું ઠંડુ લાગ્યું, તે અંદર એમથી તેમ ફરવા લાગ્યો અને ચિત્રકેતુ ગાંધર્વને કેહેવા લાગ્યો કે બોલ હવે તું શું કેહે છે. હજી કેટલી વાર હું અંદર પડયો રહું. જ્યારે ચીત્રકેતુ ગાંધર્વે જોયું કે માનસિંગ જીવતો રહ્યો છે. ત્યારે તે બોલ્યો કે બસ હવે તું બહાર નિકળ; તેથી તે માનસિંગ બહાર નિકળ્યો. તે ગાંધર્વે પોતાના વચન પ્રમાણે પોતાની છોકરી તથા મણી માનસિંગને સ્વાધીન કીધાં એટલે તે માનસિંગે પેલા ગાંધર્વને વચન આપી પોતાની સાથે

લાવ્યો હતો તેની સાથે તે છોકરીનાં લગ્ન કરી આપ્યાં. પેલી
મણી માનસિંગ લઇ ચંપાનગરી તરફ ચાલ્યો. કેટલેક મહીને
ત્યાં જઇ પોહોંચ્યો અને ગુણસુંદરીના મેહેલ તરફ પેહેલાં
ગયો ત્યાં જઈ તે મણી તેને સ્વાધીન કીધી. ગુણસુંદરીએ તેને
માટે એક હીરાથી જડેલો મુગટ તૈયાર કરાવ્યો હતો તે તેને
બક્ષિશ આપ્યો. ત્યાંથી ઉઠીને ધર્મશાળામાં રૂપસિંહ રાઠોડની
આગળ ગયો અને તેની મુલાકાત કીધી પછી થોડા દીવસ ત્યાં-
રહી સાતમાં પ્રશ્નની શોધને માટે ગુણસુંદરીના મેહેલ તરફ ચા-
લ્યો અને તેને પ્રશ્નને માટે ઘણીજ ઉતાવળ કીધી ત્યારે તે બો-
લી કે જાદુના ખેલવાળા જાનવર પાસેથી કોહીનુરનો હિરો
લાવ માનસીંગે પુછ્યુ કે તે ક્યાં છે તે તું કાંઇ જાણે છે તેણીએ
જવાબ દીધો કે તે અગ્ની ખુણ તરફછે પણ હું જાણતી નથી
કે કયા દેશના અગ્ની ખુણમાં છે માનસીંગ ત્યાંથી ચાલ્યો.

---

## માનસિંગ સાતમા પ્રશ્નની ખબર લાવ્યો તેની વાર્તા.

જ્યારે માનસિંગ તે જગ્યાએથી ચાલતો થયો એટલે
પોતાના પગલા જંગલ તરફ લીધાં અને થોડા દીવસ પછી
એક શેહેર તરફ જઈ પુગ્યો. તે શેહેરના લોકો એક ઠેકાણે
એકઠાં થએલાં હતાં. માનસીંગ તેની આગળ ગયો અને તે-
ઓને એકઠા થવાનું કારણ પુછ્યું તેમાંથી એકે જવાબ દીધો
કે અમારા શેહેરના શાહુકારનો છોકરો આ વાવ ઉપર આવી
બેસતો હતો અને ઘણું શું દીવાનાની હાલતે ફરતો હતો.
હાલ દશ દહાડા થયા તે આ વાવમાં ગુમ થયો છે. હવે
વાવમાં તેના લાશની ઘણીએક શોધ કીધી પણ તે હાથમાં
આવતી નથી માલમ પડતું નથી કે વાવમાં કોઇ ભુત યા
કોઇ મોટો મગર કે મચ્છ છે જે તેને ગળી ગયો હશે. ધા-
સ્તીને લીધે કોઇ અંદર જવા માગતું નથી ત્યારે માનસિં-
ગે જવાબ દીધો કે અલબત વાવમાં કાંઇ પણ ભુત વિગેરે
જોઇએ. તે આ વાત ચોતમાં હતો એવામાં તેના માત પીતા
તે ઠેકાણે રડારોળ કરતાં આવ્યાં અને એવી તો મોટી ચીસો
પાડી કે ત્યાં ઉભેલા સગળા લોકોના દીલ ચીરાઇ ગયાં. તે
ઠેકાણે જાણે આકાશના ઉડતાં પક્ષીઓ પણ તેઓના દુઃખમાં
ભાગ લેતાં હોય એમ રડતાં જણાયાં. માનસિંગનું દીલ આ
દેખાવ જોઈ ફાટી ગયું. તેઓની આગળ જઇ તેઓને દીલા-
સો દીધો કે હવે ધીરજ સંપાદન કરવા સીવાય બીજો કાંઈ

ઉપાય નથી કીસમતમાં જે લખેલું હશે તે બન્યા વગર રે-
હેતું નથી. ભાગ્યના લેખ કદી મટતા નથી. તમારા નશી-
બમાં આ દુખ જોવાનું લખ્યું હશે માટે ધીરજથી તે વેઠવું
જોઇએ. આપનાર પણ પ્રભુ છે અને લેનાર પણ તેજ છે.
તેની પાસે આપણો કાંઇ ઈલાજ નથી માટે તમે ધીરજ ધરો.
આ શબ્દો સાંભળી તેઓ બોલ્યા કે એ જુવાન તું જે કહે
છે તે સઘળું વ્યાજબી છે જો તેની લાશ પણ અમારા હાથમાં
આવે અને તેના દેદાર સામું જોવાની અમને છેલ્લી મુલાકાત મ-
ળે તો અમે મોટા નસીબદાર થઇએ પણ ધાસ્તીને લીધે આ વા-
વમાં કોઇ ઉતરતું નથી. માનસીંગે કહ્યું કે સમતા રાખો હું આ
વાવમાં જઇ તપાસ કરી તેની લાસ શોધી કાઢી લાવું તમો આ
ઠેકાણેએક અઠવાડીઆ સુધી બેસી રહેજો.તે વખતમાં હું નહી
આવું તો તમારા શેહેરમાં જજો. એટલું કહી માનસિંગ વાવ-
માં.ઉતર્યો અને તળીએ પોહાંચ્યો એટલે આંખ ઉઘાડીને જોયું
તો નહીં પાણી કે નહી વાવ પણ એક મોટું મેદાન દીઠું
જ્યાં રોશની નજર આવી. ત્યાં તેણે એક મોટો બાગ જોયો,
જેનો દરવાજો ઉઘાડો દીઠો. અંદર જોયું તો તમામ બાગ
રંગી બેરંગી ફુલોના ખુશબોથી ભરાઇ ગયો છે. આગળ
ગયો એટલે એક સુંદર મેહેલ દીઠો અને ત્યાં નવકુળ નાગ-
નો વાસ છે તેવું જોયું ત્યાં બે તખ્ત મુકેલાં હતાં, એક ઉ-
પર એક નાગ પદમણી બેઠેલી હતી અને બીજા ઉપર એક
ખુબ સુરત જુવાન બેઠેલો હતો. જેવો માનસિંગ ત્યાં જઈ
ઉભો કે તેઓએ પોતાની દાસીને કહ્યું કે એ જુવાન ક્યાંથી
આવ્યો છે ત્યારે તે પદમણીએ પેલા જુવાનને પુછયું કે તા-
રી જાતનો કોઇ બીજો માણસ આ ઠેઠાણે આવ્યો છે માટે
જો તું કહે તો હું એને બોલાવું અને ખાતર બરદાસ કરૂં.
તે શાહુકારે જવાબ દીધો કે જો તું એમ કરશે તો હું ઘણો
જ આનંદ પામીશ. એ નાગ કુંવરીએ પોતાની દાસીને હુ-
કમ કીધો એટલે માનસિંગને બોલાવી એક સુંદર તખ્ત
મંગાવી તે ઉપર બેસાડયો પછી તેઓ ત્રણે જણાઓ સુંદર
ભોજન જમ્યાં. જ્યારે જમવાનું કામ પુરૂં થયું ત્યારે પેલા
શાહુકારે માનસીંગને પુછયું કે ભાઇ તારૂં નામ શું છે, તું
અહીંઆં શા માટે આવ્યો છે અને તુ ક્યાંનો રહેવાસી છે.
તેણે કહ્યું કે હું પગનપુરનો છું ચંપાનગરીથી આવ્યો છું
અને જાદુના ખેલવાળા જાનવર પાસેથી કોહીનુરનો હીરો

લેવા જાઉંછું. જ્યારે આ શહેરમાં આવ્યો ત્યારે એક વાવ
ઉપર કેટલાક માણસોનું ટોળું મેં જોયું ત્યાં કોઈ શાહુકા
રના માતપીતા એટલું તો કલ્પાંત કરતાં હતાં કે તેઓનું ર-
ડવું સાંભળી જંગલી જાનવરોનાં જીગર પણ ચાક થઈ જાય.
જેઓની દીલગીરી સાંભળી હું વાવમાં ઉતરી પડયો અને
આ ઠેકાણે આવી પુગ્યો પણ હું જાણતો નથી કે તે છોકરો
કયાં છે. ત્યારે પેલા શાહુકારે જવાબ દીધો કે તે છોકરો હું
છું એક દીવસ હું તે વાવને કાંઠે બેઠો હતો ત્યારે આ પદ-
મણી મારી નજરે પડી તેને જોતાંજ હું દીવાનો થઈ ગયો
અને આ વાવમાં પડયો પછી આ બાગમાં આવ્યો એટલે
આ નાગ પદમણી મારી ઉપર મોહીત થઈ. હવે આ મા-
રી દીલજાનથી હું ઘણોજ ખુશીછું. માનસિંગે કહ્યું કે તારા
માતપીતા પોતાના બેહોશપણામાં રડે છે અને તું અહીંયાં
સુખ ભોગવે એ ઠીક નહીં. ત્યારે તે શાહુકાર બોલ્યો કે જો
આ પદમણી મને અહીંયાંથી જવાની રજા આપે તો હું જ-
ઈને તેઓને દીલાસો દઊં, જવાનું હવે મારા હાથમાં નથી.
ત્યારે માનસિંગે તે પદમણીને અરજ કરી કે એનાં માતપી-
તા ઘણાંજ રડેછે માટે તું એને રજા આપ કે તારી પાસેથી
જાય અને એના માબાપને ધીરજ આપે. ત્યારે તે પદમણી-
એ જવાબ દીધો કે એ પોતાની ખુશીથી મારા ઉપર આ-
શક થઇ આ ઠેકાણે આવ્યો છે મેં એને બોલાવ્યો નથી એને
ચાહે ત્યાં જવાને એ છુટો છે ત્યારે માનસિંગે પેલા શાહુકા-
રને કહ્યું કે હવે તને રજા તો મળી માટે મારી સાથ તારા મા-
બાપની પાસ ચાલ તે શાહુકારે જવાબ દીધો કે એમ કાંઇ
રજા મળેલી કહેવાય નહીં જો એ મને વચન આપે કે અ-
હીંયાં અઠવાડીઆમાં ચાર દહાડા મારી સંગાતમાં રહે, અને
મને એક ખરાજ સ્વામી તરીકે માને તો હું તમારી સાથે
આવું. માનસિંગે કેટલેક વખત સુધી વીચાર કીધો પછી તે
પદમણી તરફ ફરીને બોલ્યો કે આ મેહેરબાન તું એ કહે છે
તે કબુલ રાખ અને એને તારા પતી તરીકે ગણ કારણ કે
તારી ઉપર એ આશક થઇ ગયો છે. પદમણીએ જવાબ દી-
ધો કે મારા નાગ લોકમાં કોઇએ કદી પણ એવું કામ કીધું
નથી ત્યારે મારાથી શી રીતે થાય. માનસિંગે કહ્યું કે હું
ઘણાએક નાગ લોક ફર્યો છું; ઘણા એક દરીયામાં સફર
કીધી છે પાતાળ, માહાપાતાળ, રસાતળ, તળાતળ, વીતળ

અને તમારી જાતથી પુરેપુરો વાકેફ થયો છું. જેવી નીતી તમારામાં છે તેવીજ નીતી મૃત્યુ લોકના માણસમાં નથી. તે પદમણી બોલી કે આ શાહુકાર મને પોતાના જીવથી ચાહતો નથી, ત્યારે તે જુવાને કહયું કે એ બોલવું તને વ્યાજબી નથી જો હું તારો સાચો આશક નહીં હતો તો મારા માત પીતાને રડતાં મુકી તેનાથી જુદો થઇ આ ઠેકાણે શું કામ આવત. માનસિંગે પેલી પદમણીને કહ્યું કે આ શાહુકારને તું રજા આપ એટલે હું મારી સાથે લઇ જાઉં અને પોતાના માત પીતાની મુલાકાત કરી તારી તરફ પાછો આવશે. પછી પેલી પદમણીએ પોતાની દાસીને હુકમ કીધો કે તમો આ બંનેને પેલી વાવને મથાળે પુગાડી આવો. તેઓએ તેમ કીધું. માનસિંગ તથા પેલો શાહુકાર વાવને મથાળે આવી પોંહોંચ્યાં. પેલાં ઉભેલાં માતપીતા તેઓને જોઇ ખુશી થયાં અને માનસિંગનો ઘણો ઉપકાર માનવા લાગ્યાં એટલે માનસિંગે તેમની પાસેથી રજા લઇ અને કેટલાક દીવસ સુધી ચાલ્યા કીધું કેટલેક દીવસે એક શેહેરમાં આવ્યો ત્યાં નગારાનો અવાજ સાંભળ્યો ત્યાં સઘળાં લોકો ઉજાણીમાં એકઠાં થયાં હતાં અને શેહેરની બહાર તંબુ નાંખ્યા હતા. મોટા મોટા ચરૂ ચઢાવી કેટલાક લોકો રસોઇ કરતા હતા. માનસિંગે તે લોકોને પુછયું કે ઓ ભાઇઓ આ શેહેરમાં આટલી મોટી ધામધુમનું કારણ શું છે. ત્યારે તેઓ બોલ્યા કે ઓ મુસાફર આ શેહેરમાં દરવરસે જંગલમાંથી એક મોટા પાહાડ જેવો સાપ આવેછે. તે માણસની સુરતનો થઇ જાય છે. આ શેહેરનાં સઘળાં માણસોનાં છોકરાંઓને રાજાનાં તેમજ બ્રાહ્મણનાં તેમજ વાણીઆનાં તેમજ દરેક લોકનાં છોકરાંને પોશાક પેહેરાવી દરેક તંબુમાં બેસાડે છે અને પેલો સાપ માણસને રૂપે દરેક તંબુમાં જાય છે, પછી તેને જે પસંદ પડે છે તે છોકરાને ઉપાડી જંગલ તરફ ઉડી જાય છે એટલે તે છોકરાનાં માબાપો ઘણો અફસોસ કરી પોતાના ઘેર જાયછે. આજ રોજ તે સાપ આવનાર છે જેથી તેને માટે આટલા ધામધુમ અમો કરીએ છીએ. માનસિંગે વીચાર કીધો કે એ કામ તારકેતુ રાક્ષશ સિવાય બીજા કોઇ રાક્ષસનું હોય નહીં. પછી તે લોકોને કહયું કે તમો આટલો પ્રેમ રાખી આ જંગ્યોએ આવી તરેહવાર પકવાન ખાઓ છો તે વ્યાજબી નથી, ત્યારે તેઓ બોલ્યા કે એમ કર્યા સિવાય બીજો ઉપાય

નથી, કારણ કે અમારામાં કોઇ એવો બળીઓ નથી કે આ દુઃખમાંથી અમને છોડાવે પછી માનસિંગે તેઓને કહ્યું કે આજ રાતરે તે રાક્ષસને હું મારી નાંખીશ પણ તમો સઘળા હિંમત રાખજો કારણ કે એ રાક્ષસ ઘણો માયાવીછે અને પેહેલાં તે પોતે તરેહવાર રૂપમાં બદલાઇ જવાની માયા રચેછે. આ સાંભળી માનસિંગને ઘણી આબરૂ ઇજતથી તેઓ પોતાના રાજા પાસે લઇ ગયા અને સઘળી વીગતવાર વાત કહી રાજાએ માનસીંગને સોનાના સીંગાસન ઉપર પોતાની પાસે બેસાડયો અને પુછયું કે એ રાક્ષસ તારાથી જીતાશે ? માનસીંગે જવાબ દીધો કે પરમેશ્વરની મેહેરબાનીથી હું તેને મારીશ પણ હું કહું તે તમો કરજો. પછી પેલા માણસોને બોલાવ્યા અને કહ્યું કે જ્યારે સાપને વેશે રાક્ષસ આવે અને કોઈના છોકરાને ઉપાડે ત્યારે તમો તેને કહેજો કે અમા શેહેરમાં એક રજપુત ઠાકરડાનો છોકરો આજ લાંબી મુદતથી બાહેર મુસાફરીએ ગયો હતો ને હમણાં પાછો આવ્યોછે. તે કહેછે કે મારી રજા વીના કોઇબી છોકરો તે રાક્ષસને જોવા દેવો નહીં. જો મારી રજા શીવાય જોવા દેશો તો હું તમોને મારી નાખીશ અને તમારો સઘળો મુલક ઊજડ કરીશ; તે એટલો જોરાવર છે કે એક પલકમાં સઘળા મુલકને ફનાહ કરશે. આ સાંભળી તે રાક્ષસ ઘણો ગુસ્સે થશે પછી મારી સાથ લડવા આવશે, એટલે દાહાડો અસ્ત થયો અને સાપને વેષે રાક્ષસને આવવાનો વખત થયો એટલે લોકોએ જઈ માનસિંગને ખબર આપી કે પેલો રાક્ષસ સાપને વેશે આવેછે માનસિંગ રાજા સાથે તે તરફ ગયો, તેણે જોયું તો તે સાપ પોતનું માથું આકાશ સુધી ઊંચું કરી આવેછે અને લંબાઇ તો સાડી સાતસેં મેલ હતી કોઈ કુદરતી માયાથી બનેલો કે તે સાપની સામે ઊભો રહી શકે એવો મહા બળીઓ કોઈ પૃથ્વીમાં નથી કે તેની સામો રહી શકે. તેનો ભાર આટલાજ ઉપરથી ખ્યાલમાં આવશે કે મોટા મોટા પથરાઓ જે તે સાપને તળીએ આવતા તે તરતંજ ચુરણ થઇ જતા. હવે માનસિંગ આ દેખાવ જોઈ પ્રભુની તરતજ અકળકળાનું વર્ણન કરવા લાગ્યો એટલામાં તે સાપ ત્યા આવી લાગ્યો અને પોતાનો દમ એવો તો જોરથી ખેંચ્યો કે સઘળાં માણસો જે જગ્યાએ ઊભાં હતાં ત્યાંજ સ્થંભ થઈ રહ્યાં. પેલો સાપ જમીન ઉપર આળોટવા લાગ્યો અને મહા અદભુત રાક્ષસ બની ગયો. સ-

ઘણા માણસો તેને નમ્યા અને રાજાએ પોતાના સુંદર તંબુમાં તેને લાવી તખ્ત ઉપર બેસાડયો, અડધો કલાક પછી તે ત્યાંથી ઉઠયો અને બોલ્યો કે હવે મને તમો સઘળા છોકરાઓ દેખાડો. પછી તે તંબુમાંથી બહાર આવી સઘળા શાહુકારોના અને ગરીબોના છોકરાને તે સાપે જોયા પણ કોઈનો છોકરો તેને પસંદ આવ્યો નહીં પાછો તે રાજાના તંબુમાં આવ્યો અને રાજાના છોકરાને બોલાવ્યો. માણસો રાજાના છોકરાને શણગારી લાવ્યા એટલે પેલો રાક્ષસ તેને જોઈ ઘણોજ ખુશી થઇ ગયો અને બોલ્યો આ છોકરો મને પસંદછે માટે મને તે આપો માનસિંગ તેજ તંબુની એક તરફ ઊભો રહી સઘળું સાંભળતો હતો પછી રાજાએ પેલા રાક્ષસને કહ્યું કે મારા શેહેરના એક રજપુત ઠાકોરનો છોકરો બહાર મુસાફરીએ ગયો હતો તે કેટલેક વરસે અહીં પાછો આવ્યો છે તેના હુકમથી ઉલટું અમો કરી શક્તા નથી કારણ કે જો તેની આજ્ઞા વીના કાંઇપણ કામ અમો કરીએતો એક પળમાં તે અમારો તમામ મુલક ઊજડ અને વેરાન કરી નાંખે અને લોહીની નદીઓ ચલાવે જો તું કેહે તો હોયતો હું તેને બોલાવું પછી જેમ કહે તેમ કરીએ. પેલા રાક્ષસે પોતાનું માથું જમીન તરફ કીધું અને જવાબ દીધો કે હમણાં તે કયાંથી નિકળી આવ્યો જોઉં તેને બોલાવો તો ખરા. પછી રાજાએ માનસિંગને બોલાવ્યો તે આવી રાક્ષસની પાસે ઊભો રહ્યો ત્યારે તે રાક્ષસ તેને કહેવા લાગ્યો કે ઓ જુવાન મેં તને આ શેહેરમાં આજજ જોયો. હમણાં તું કયાંથી આવ્યો અને આ લોકોને આવી સમજણ આપી શા માટે એ લોકોના મુલક ખરાબ કરવા માગે છે. ત્યારે માનસિંગે કહ્યું કે ઓ રાક્ષસ જ્યાં સુધી આ શેહેરમાં હું નહીં હતો ત્યાં સુધી એ લોકોએ તારા કહેવા પ્રમાણે કીધું અને હવે શેહેરનો વારસ હું છું અને આ શેહેરમાં સઘળો કારભાર હું કરૂં છું. અમારા મુલકમાં જે રીત ચાલતી આવી છે તે રીત પ્રમાણે તું ચાલે તો તને હમારો છોકરો આપીએ. ત્યારે પેલો રાક્ષસ બોલ્યો કે ઓ માણસ તારી જે રીત છે તે પ્રમાણે હું ચાલવાને તૈયાર છું. માનસિંગે કહ્યું કે મારા બાપદાદા પાસેથી મને એક મોહોરો મળયો છે જે કોઇ અમારા છોકરાને લેવા તાકે છે તેને એ મોહોરાનું પાણી અમે પાઇએ છીએ માટે તારે તે મોહોરાનું પાણી પી-

તું જોઇશે. પેલે રાક્ષસે હા કહેવાથી માનસીંગને રીછની છોકરીએ આપેલા મહોરાને પાણીમાં ઘશી પાણી પેલા રાક્ષસને પાયું તેણે તે પાણી પીધું. એટલે રાક્ષસની માયા હતી તે સઘળી ભુલી ગયો. પછી માનસીંગે કહ્યું કે બીજી રીત એ છે કે જે કોઇ અમારા છોકરાને લેઇ જાય છે તેને અમો લોખંડની પેટીમાં બંધ કરીએ છીએ અને તેમાંથી તે પોતાની મેળે બહાર આવે છે ત્યારે તેને તે છોકરો આપીએ છીએ માટે તારે પણ તે પેટીમાં ઉતરવું જોઇશે અને જો તું બહાર આવી નહી શકશે તો અમો તારી પાસેથી સીહલદ્વીપમાંથી લાલ અને અલમાસ પેદા થાય છે તે બએ હજાર ગુન્હેગારી તરીકે લઇશું અને પછી તે છોકરો તારે સ્વાધીન કરીશું પેલો રાક્ષસ પોતાની રાક્ષસી માયાના જોર ઉપર એટલો તો મગરૂર હતો કે માનસિંધે પેલી પેટી મંગાવવા માટે કહ્યું એટલે તે રાક્ષસ બોલ્યો કે તું જે કહે છે તે મારે કબુલ છે. પેલી પેટી મંગાવ અને તારી ઇચ્છા હું એક પળમાં પુરી કરીશ. માનસિંગે તરતજ એક મજબુત લોઢાની પેટી મંગાવી અને પેલા રાક્ષસને કહ્યું કે હવે તું આમાં ઉતર તે તરતજ તે પેટીમાં બેઠો એટલે માનસીંગે તેનું ઢાંકણું મજબુત બંધ કરી હનુમાનના જંજીરા બોલવા લાગ્યો કે માહાવીર સાહય થઈ બોલ્યો કે આ માનસિંગ એ વજરની પેટી કોઈથી ભાગી ભાગશે નહીં. તોડી તુટશે નહીં, માટે તે પેટીને સમુદ્રની વચોવચ નાંખી આવ, એટલે તે રાક્ષસ તે સમુદ્રમાં તે પેટી અંદર રેહેશે. એટલે માનસિંગે તેમ કીધું પછી માનસિંગે લોકોને કહ્યું કે એ જુલમાત રાક્ષસ હવે તમારા પર જુલમ ગુજારવા કદી પણ આવસે નહીં રાજા તથા સઘળા માણસો માનસિંગને પગે પડ્યા અને પુષ્કળ ઝરઝવેર લાવી માનસિંગની આગળ મુક્યું ત્યારે તેણે કહ્યું કે એ પ્યારાઓ મને ધન માલની કશી દરકાર નથી. હું જે કાંઈ કરૂં છું તે પરમેશ્વર વાસ્તે કરૂંછું કારણ કે તેણેજ તમને અને મને ઉત્પન્ન કીધા છે, જો આપણે એક બીજાને કામે નહી આવીએ તો આ જગતમાં આપણું જીવ્યું શા ખપનું.? ત્યારે તેઓ ઘણા કાલાવાલા કરી બોલ્યા કે જે તું કહે તે ધર્માદા ખાતે આપરીએ. એટલે માનસીંગ બોલ્યો કે હરેક ગરીબ, લુલું, પાંગળું આંધળું અનાથ બીનાવારસી એવા માણસોને માટે તમારા શેહેરમાં એક દવાખાનું બંધાવી તેમાં તે અનાથને

દવાદારૂ વિગેરે કરી તેઓનું ભરણ પોષણ કરવું તેના જેવું પુન્ય દાન આ જગતમાં બીજું એકપણ નથી એમ કહી રજા લઇ જંગલ તરફ ચાલવા માંડયું અને ઘણું કષ્ટ વેઠતો તે જાદુના ખેલથી બનેલા જાનવરના દરવાજા આગળ આવી પહોંચ્યો અને દરવાજા પર વાંચ્યું કે આ જાદુના ખેલથી બનેલા જાનવર પાસે જે કોઇ જશે તે જીવતો પાછો આવશે નહીં માનસિંગે આ લેખ વાંચ્યો તોપણ બહાર એક બારી હતી તેમાંથી અંદર ગયો અને ચાર પાંચ મૈલ આગળ ચાલીને વિચાર કીધો કે પાછો ફરૂં પણ ફરીને જુવે છે તો નહીં તે બારી કે નહીં પેલાં ઝાડો પણ એક મોટું જંગલ દીઠું આ જોઇને તે ઘણો બીવા લાગ્યો અને પોતાના મનમાં કહેવા લાગ્યો કે માનસિંગ હવે તારૂં મૃત્યુ ખચીત આવ્યું. થોડેક દુર ગયો એટલે એક આદમીની સુરત તેની તરફ આવતી જણાઈ તેણે પોતાની બગલમાંથી કચ આપી માનસીંગને સલામ કીધી અને બોલ્યો કે હું પારેખછું. માનસિંગે પુછયું કે તારૂં મકાન કયાં છે એટલે પેલી સુરતે જવાબ દીધો કે મારૂં મકાન પેલા ભોંયરામાં છે પછી તેઓ થોડે આગળ ચાલ્યા ત્યાં માનસિંગને ઘણોજ મોટો કુંડ દેખાયો તેમાં તેઓ બંને જણ દાખલ થયા. તે પારેખ તેને એક કુંડની આગળ લઈ ગયો અને કહ્યું કે એ માનસિંગ તું આ કુંડમાં ઉતર હું તારે માટે પાણી લાવુંછું, માનસિંગ તેમાં ઉતર્યો તે સુરતે માનસિંગને ટાઢા પાણીની એક ડોલ આપી અને કહ્યું કે એ તારા માથા ઉપરથી રેડ, માનસિંગે તેમ કીધું જે માથા ઉપર રેડતાંજ તડાક કરીને અવાજ થયો અને તમામ જાનવરોએ આવી તેને ઘેરી લીધો અને કલાક એક અંધારૂં થયું. માનસિંગ આ જોઈ ઘણોજ આશ્ચર્ય થયો એટલામાંતો પાણી ઊપર ચડવા માંડયું ચડતાં ચડતાં માથા સુધી આવ્યું ત્યારે માનસિંગ તેમાં તરવા લાગ્યો તેણે જોયું કે સઘળાં માણસો મરી જાય છે તે આ જાદુના અમલથી છે એમ કહી ત્યાં એક સાંકળ હતી તે પકડી લીધી પકડતાં વારજ એક મોટો કદાવર માણસ ઉત્પન્ન થયો અને તેણે માનસિંગને એવા તો જોરથી ફેંકયો કે જે જગ્યોપર પથ્થરથી બનેલાં માણસો ઉભેલાં હતાં તેની સાથે માનસિંગ પણ ઉભો અને થોડીવારમાં તેના પગ પથ્થરના બનેલા જોયા એટલે માનસિંગ પોકાર કરવા લાગ્યો એટલામાં પેલો માણસ આવી પુગ્યો અ-

ને માનસિંગને એવા તો જોરથી લપડાક મારી કે તરતજ ગળા સુધી પથ્થરનો બની ગયો અને પેલો માણસ ગુમ થઇ ગયો એટલે માનસિંગ ઇશ્વરની સ્તુતી કરવા લાગ્યો એટલે આકાશ વાણી થઇ કે઼ે આ માનસિંગ તું તારા માથાપર ઝરઝરકથા મુક નહીં તો તારો અમુલ્ય જીવ ખોઇ બેસીશ, તે સાંભળી પેલી ઝરઝરકથા પોતાના માથા ઊપર મુકી કે તરતજ પોતાની અસલ સ્થિતીમાં આવ્યો,એટલે પેલાં માણુસો પથ્થરથી બનેલાં હતાં તેના ઉપર તેજ ઝરઝરકથા મુકી કે તરતજ પોતાની અસલ સુરતમાં આવી માનસિંગને પગે પડી તે બોલ્યા કે એ માહા પુરૂષ તે અમો સઘળાને જીવતદાન દીધું એટલામાં પેલો વીચીત્ર રૂપ ધારણ કરી આવ્યો અને પેલા માણસો સાથ માનસિંગ ઊભેલો હતો તેને પકડી ગરદન ઝાલી એવાતો જોરથી ફગાવ્યો કે પાછો તે કુંડમાં પડયો અને માનસિંગ આંખ ઊઘાડીને જુવે તો નહી તે કુંડ, કે નહીં તે માણસો, અને નહીં તે પેલો આદમી પણ એક દેરાજેવું તેની નજરે જોવામાં આવ્યું તે દેરા ઊપર એક ઘુડ પંખી બેઠું હતું, તે ઘુડ પોકાર કરી બોલ્યો કે એ જુવાન તું અહીં કેમ આવ્યોછે, શા માટે કમોતે મરવા માગેછે, આ અવાજ સાંભળતાં માનસિંગની નજર એક મોટા દેરા ઊપર પડી એટલે પેલા ઘુડ ઉપર એક તીર માર્યો, તે ઘુડ ચુકાવી તરત દેરા ઊપરથી નીચે આવી બેઠું અને બોલ્યું કે એ જુવાન આ જગ્યાએથી નીકળ. આ બોલતાંજ માનસિંગ તીર અને કમાન સુધાં ઘણો દુર જઈ પડયો અને તેના બંને પગપર મોટા સાપ વીંટાઈ ગયા, માનસિંગે જોયું કે હવે મોત નજદીક છે કે મારો છુટકો થાય. એમ વિચારી જેમ તેમ કરી પાછો ઘુડની નજદીક આવ્યો અને એક બીજો તીર ઘુડને માર્યો, તે ઘુડે ચુકવી દીધો અને છેક પેટ સુધી સાપો વીંટાઇ ગયા, અને પાછો તેની આગળ આવ્યો એટલે ઘુડ ફરીથી ઉપર મુજબ બોલ્યો કે તે ફરી તેનાથી સો મેલ દુર જઇ પડયો. હવે માનસિંગ ઊડણ ખાટલીમાં બેશી/બોલ્યો કે ઊડે ઊડણ ખાટલી જ્યાં ઘુડ પંખી એટલે પાછો તેની આગળ પડયો. અને પોતાના ભાથામાંથી તીર કાઢી પરમેશ્વરની પ્રાર્થના કરી એવા તો જોરથી માર્યો કે ઘુડ તરતજ મરણ પામ્યો. મરણ પામતી વખતે ઘણો મોટો અવાજ થયો અને સઘળું જંગલ ધ્રુજવા લાગ્યું અને અંધકાર થઈ ગયો જ્યારે પાછુ અજવાળુ થયું ત્યારે

માનસિંગે જોયું તો નહીં તે દેરૂં નહીં તે ઘુડપક્ષી કે નહીં તે કુંડ પણ તીર અને કમાન પડેલાં દીઠાં અને પેલો હીરો જે સુરજના કરતાં પણ બે ઘણા તેજથી પ્રકાશતો હતો તે કોહીનુર હીરો તેણે ઉપાડી લીધો અને માનસિંગ ત્યાંથી ચાલ્યો ચાલતાં ચાલતાં થોડેક મહીને ચંપાનગરી આવ્યો અને ગુણસુંદરીના મેહેલમાં આવી તેણીને કોહીનુર હીરો આપી કહ્યું કે એ ગુણસુંદરી હવે તારાં સાત પ્રશ્ન પુરાં કીવાં ત્યારે તે બોલી કે હવે હું તારે તાબે છું તું જેની સાથે મારૂં લગ્ન કરે તેની સાથે જવાને હું ખુશી છું. માનસિંગે રૂપસીંહ રાઠોડને બોલાવી કહયું કે તમો તમારે સેહેર જઈ તમારા સગાંવહાલાંને તેડી જાન લઇ વહેલા આવો એટલે તમારાં લગ્ન ગુણસુંદરીની સાથે કરીએ. આ સાંભળી રૂપસીંહ ઉદેપુર ગયો અને પોતાના સેહેરના લોકોએ રૂપસીંહને જોયો એટલે તેમને અતી આનંદાશ્ચર્ય થયો અને દરબારીઓને ખબર કીધી એટલે સામૈયું કરી રૂપસીંહને શેહેરમાં લઈ ગયા રૂપસીંહ પોતાના દરબારમાં જઈ પોતાના માતપીતાને નમસ્કાર કરી બોલ્યો કે હવે મારી માગેલી મુરાદ પુરી થશે માટે જાન લેઈ આપણે ચંપાનગરી જઇએ આ સાંભળી તેના બાપે હુકમ કર્યો કે જાનની તઇયારી કરો. કેટલાક હાથો, ઘોડા, રથ, પાલખી શીવરામો વિગેરે લઈ ઘણા દબદબાથી ચંપાનગરી તરફ સીધાવ્યા. ચંપાનગરી પહોંચ્યા એટલે ઘણા માનનો સાથે સામૈયુ કરી જાનને ઉતારો આપ્યો અને મોટા મોટા જોશીઓને તેડાવી લગ્ન કીયા કરાવી માનસિંગે કન્યાદાન દીધું અને માનસિંગ બોલ્યો કે પરમેશ્વર તમારૂ જોડુ અમર રાખે એવો મારો આશિર્વાદ છે એમ કહી માનસિંગ ગુણસુંદરી તથા રૂપસીંહ રાઠોડની રજા લઇ પોતાના શેહેર પગનપુર ગયો અને પોતાના માતપીતા તથા ચંદ્રપ્રભા, તથા નાગપુત્રીને મળ્યો અને તેના પિતાએ પોતાની ગાદી તેને સોંપી અને માનસિંગે પોતાનાં માતપિતાની સેવા ચાકરી કરી તથા ઈશ્વર ભક્તિ કરી પોતાની પ્રજાને અતિ સુખી કરી, અને પોતાની જીંદગી એશ આરામમાં ગુજારી. તથાસ્તુ.



# જાહેર ખબર.

કરૂણા વિજય ઉર્ફે શરવિર અભયસિંહ (ત્રી[illegible] નાટક) જેમાં પૂર્ણ દયા, નીતિ, કરૂણા અને વિરરસ વૈભૂષ્ટ ઝડઝકથી અને નવીન રાગ રાગણીથી લખવામાં આવ્[illegible] ટુંકામાં પુસ્તક પુરૂ કર્યા વગર ઉઠવાનું મન થતુ નથી. કિંમત ૦[illegible] પોસ્ટેજ ૦-૧-૦.

પૃથિરાજ ચહુઆણ (ત્રયાંકી નાટક) દિલ્હીનો રજપુત મહારાજા પૃથિરાજના નામથી ભાગ્યેજ કે જાણ હશે. તેમનો ઉદાર સ્વભાવ, બહાદુરી શુરાતનનું વર્ણન ઘણુંજ ઉત્તમ છટાદાર ભાષણુ અને નવીન ગાયનો સાથે મનને આનંદ સાથે દેશાભીમાન ઘણુંજ ઉત્તમ રીતથી લખવામાં આવ્યું છે. કિંમત ૦-૮-૦ પોસ્ટેજ ૦-૧-૦.

ભર્તુહરિ ([illegible] નાટક) આ નાટકમાં માળવાધીપતી મહારાજ [illegible] તિ, વૈરાગ્યશતક ઉપરથી લખવામાં આવ્યું છે. જે [illegible] આરંભમાં [illegible] છેક કામાંધ થયો. અને [illegible] રાણીના દુરાચરણથી ખેદ પામી રાજ્ય ત્યાગ કરી જોક લઇ જગતને સારી [illegible] આપ્યુંછે. કિં.૦-૮-૦ પો.૦-૧-૦

હલામણ જેઠવો (પંચાંકી નાટક) આ નાટકમાં હલામણ જેવા શુરવીર અને સતી સોનકણ જેવા પતિવ્રતા રાણીને મીંયાજી મહારાજે બદદાનતથી ખોટા આરોપ મુકવાથી ઘણુ દુઃખ વેઠવું પડયું છે. ભાગ ઘણાજ ઉત્તમ પ્રકારે વર્ણવેલું છે. કિંમત ૦-૮-૦ પોસ્ટેજ ૦-૧-૦

જગદેવ પરમાર અને વિરમતિ (ત્રિયાંકી નાટક) આ નાટકમાં જગદેવ પરમારની બહાદુરી અને વિરમતી ઉપર અનેક દુઃખોના ડુંગર પડયા છતાં પોતાનું શિયળ કાયમ રાખી એક બહાદુર વિરમતીએ પોતાનું નામ અમર કર્યું છે. કિંમત ૦-૮-૦ પોસ્ટેજ ૦-૧-૦

મોટા કદના, સચિત્ર અને રંગબેરંગી પોસ્ટ કાર્ડો.

સેંકડે ૦—૪—૦ પોસ્ટેજ જુદુ.

હજારના ૨—૪—૦ પોસ્ટેજ જુદુ.

**ખત્રી. પુરૂષોત્તમ મૂલચંદ ગુલાલવાડી નાકે—મુંબઇ.**

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજા—અમદાવાદ.**